| | | |
|---|---|---|
| નામ | : | અનુપ્રેક્ષા ઉપવન |
| ભાગ | : | ૧ |
| લેખક | : | પં. ભવ્યસુંદરવિ. |
| ભાષા | : | ગુજરાતી |
| વિષય | : | વિવિધ વિષયોની અનુપ્રેક્ષાઓ |
| પ્રકાશક | : | શ્રમણોપાસક પરિવાર |
| | | books@shramanopasak.in |



JSBN
SPARI0014

**FOR PRIVATE CIRCULATION ONLY**

©જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપાગચ્છીય શ્રમણ ભગવંતો

આના વાંચનના અધિકારી માત્ર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુ-સાધ્વી ભગવંતો જ છે.

# ઐદંપર્યની ખોજ...

શાસ્ત્રના જ શાસ્ત્રકારોએ ચાર પ્રકારના અર્થ બતાવ્યા છે...
પદાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ, ઐદંપર્યાર્થ.

શાસ્ત્રોના પઠન–પાઠન દરમિયાન,
કેટલીક શાસ્ત્રપંક્તિઓના ઐદંપર્યને ખોળવાનો જે પ્રયાસ થયો,
તે અહીં શબ્દસ્થ થયો છે...

છદ્મસ્થતા વગેરેના કારણે ભૂલ થવાની સંભાવના છે જ.
બહુશ્રુતોને તેનું સંમાર્જન કરવા વિનંતી.

જિનાજ્ઞા વિરુદ્ધ કંઈ લખાયું હોય, તો મિચ્છા મિ દુક્કડમ્.

દ.
ભવ્યસુંદરવિ.

# અનુક્રમણિકા

# अणुमित्तो वि न कस्सइ बंधो

अणुमित्तो वि न कस्सइ बंधो, परवत्थुपच्चयाभणिओ,
तहवि अ जयंति जइणो, परिणामविसोहिमिच्छंता ॥ (ઓઘ નિર્યુક્તિ)

નિશ્ચય અને વ્યવહારનો અદ્‌ભુત સમન્વય આ એક શ્લોકમાં થયેલો છે.
**ભાવાર્થ** – કોઈને પરપદાર્થના કારણે અણુમાત્ર પણ બંધ થતો નથી. {પોતાના પરિણામ (અધ્યવસાય) થી જ થાય છે.} છતાં પરિણામની શુદ્ધિને ઈચ્છતાં સાધુઓ બાહ્ય જયણા અવશ્ય કરે છે...
મોક્ષમાર્ગ કેટલો ટૂંકમાં સચોટ રીતે બતાવી દીધો ! અધ્યવસાયની વિશુદ્ધિ જ સંવર–નિર્જરાનું કારણ છે. પણ તેના માટે બાહ્યપ્રવૃત્તિની વિશુદ્ધિ પણ અનિવાર્ય છે જ.

સાધુ જીવનમાં કેટલાય પ્રસંગો એવા બને છે / બન્યા છે, જ્યારે આ શ્લોક પરિણામની શુદ્ધિમાં સહાયક બને છે.

1. વ્યાખ્યાન કર્યું, પણ શ્રોતાઓમાં કોઈ પરિણામ દેખાતું નથી... વ્યાખ્યાનનો પરિશ્રમ વ્યર્થ લાગે, હતાશ થઈ જવાય... ત્યારે આ શ્લોક કહે છે – 'શ્રોતાના મન/જીવનનું પરિવર્તન થાય કે ન થાય, તેના પર તારા પુણ્યબંધ/નિર્જરાનો આધાર નથી... તેનો આધાર તો તારી કરૂણાભાવના – જિનવચનની વફાદારી વગેરે પર છે. જો તારા મનમાં એ ભાવો છે, તો તને તો પુણ્યબંધ– નિર્જરાનો લાભ થયો જ છે. પછી બીજાને લાભ થયો કે નહીં, તેની ફોગટ શું ચિંતા કરે છે ?'
   વળી આ વિચારણાનું અંતિમ પરિણામ એ આવે કે – 'મારા મનમાં કરૂણા – આજ્ઞાનુસારિતા હોય તો જો નિર્જરાદિ લાભો થવાના જ હોય, તો વ્યાખ્યાનાદિનો ફોગટ પરિશ્રમ કરવાની – સમયને વ્યર્થ વેડફવાની શું જરૂર છે ?' તો શ્લોકનું બીજું ચરણ કહી દે છે – 'તારે કરૂણા વગેરે ભાવો ટકાવવા હોય, તો યોગ્ય પાત્ર મળે, તને અધિકાર હોય ત્યારે તે કરૂણાને સક્રિય બનાવવી જ પડે, ઉપદેશ આપવો જ પડે...'
2. શાસન/સંઘની સેવાના કોઈ કાર્ય માટે ભગીરથ પુરૂષાર્થ કર્યો – કર્મવશાત્ /ભવિતવ્યતાવશાત્ નિષ્ફળતા મળી; ત્યારે આ શ્લોક હતાશ થતા અટકાવે છે; કરેલ પુરૂષાર્થનો અફસોસ કરીને તેને બાળી નાખતા અટકાવે છે – 'મારા હૃદયમાં સંઘસેવાના ભાવ હતા, મેં તેને અનુરૂપ પુરૂષાર્થ કર્યો એટલે મને લાભ થઈ ગયો; કદાચ બાહ્ય પરિણામ અપેક્ષિત ન આવ્યું; તો હતાશ થવાની જરૂર નથી...' સાથે એ ભાવ ટકાવી રાખવા માટે પ્રવૃત્તિ ચાલુ જ રાખવાની ટકોર પણ કરી જ જાય છે...

3. પ્રભાવક/પુણ્યશાળી વડીલની નિશ્રામાં રહ્યા હોઈએ, પડિલેહણના સમયે હાજર થઈ જઈએ; પણ વસ્ત્રો અલ્પ હોય, સાધુઓ ઘણાં હોય, તેથી એક પણ વસ્ત્રનો લાભ ન મળે, તો આ શ્લોક હતાશ થતા અટકાવે છે – 'તારા હૃદયમાં પડિલેહણની ભક્તિના ભાવ હતા. તું સમયસર પહોંચ્યો એટલે તને લાભ થઈ જ ગયો... પડિલેહણનું વસ્ત્ર મળ્યું કે નહીં – કેટલા વસ્ત્રો મળ્યા – તેનાથી લાભમાં ફરક પડતો નથી...' સાથે, 'મારા હૃદયમાં ભક્તિ ભાવ છે, એટલે મને લાભ મળે જ છે; પડિલેહણ કરવા જવાની કોઈ જરૂર નથી.' એવી મલિન વિચારધારાથી બીજું ચરણ અટકાવે પણ છે...

   આવા નિષ્ફળતાના અનેક પ્રસંગોએ આ શ્લોક સ્વસ્થતા ટકાવી રાખવામાં સહાયક બને છે; કાર્યથી ભ્રષ્ટ નથી થવા દેતો અને એકાંતિક નિશ્ચયનયની અશુદ્ધ વિચારધારાઓથી પણ અટકાવે છે.

4. આપણા કરતાં બીજાને બાહ્ય સફળતા વધારે મળે, ત્યારે ઈર્ષ્યાથી પણ બચાવે છે... 'મારા વ્યાખ્યાનમાં ૨૦૦ માણસ આવ્યું, તેમના વ્યાખ્યાનમાં ૧૨૦૦ આવ્યું; તેનાથી એ નક્કી નથી થતું કે તેમને નિર્જરા વધુ જ થઈ હોય... નિર્જરા તો બંનેને સમાન કે મને વધુ પણ થઈ હોઈ શકે છે...'
   - બીજાના શિષ્ય વધુ થાય...
   - બીજાની નિશ્રામાં તપશ્ચર્યા વધુ થાય...
   - બીજાની નિશ્રામાં સંપત્તિની ઉપજ વધુ થાય...
   - બીજાની નિશ્રામાં અનુષ્ઠાનો વધુ થાય...
   - કોઈ કદાચ અયોગ્ય રીતે પોતાની વ્યાખ્યાનની સંખ્યા વધારે, શિષ્યો વધારે... બીજાના ખેંચી જાય... આપણા કાર્યનો જશ કદાચ બીજા કોઈ લે...

   આ બધા પ્રસંગોએ દુર્ભાવોથી બચવા માટે આ શ્લોકનું ભાવન સચોટ ઉપાય છે.

5. તે જ રીતે, સફળતામાં અહંકારથી બચવાનો પણ આ જ સચોટ ઉપાય છે... 'વ્યાખ્યાનમાં શ્રોતાની સંખ્યા, શિષ્યો, પુસ્તકોની સંખ્યા, તપશ્ચર્યા, સંપત્તિની આવક... આ બધા જ બાહ્ય પરિણામો છે... તેનાથી તારો મોક્ષ નજીક થવાનો નથી... તેનો આધાર તો તારા પરિણામોની વિશુદ્ધિ જ છે.... રાગ–દ્વેષની મંદતા જ છે...'

6. અને જિનશાસનને અમાન્ય એવી કોરી–એકાંતિક નિશ્ચયનયની વિચારધારાઓથી પણ આ શ્લોક બચાવી લે છે...

   'મારે રાગ નથી કરવાનો... મીઠાઈ ખાઉં તો શું વાધો?' એ વિચારથી આ શ્લોક અટકાવે છે... તારે રાગથી બચવું હોય, તો સ્વાદિષ્ટ દ્રવ્યોના ત્યાગરૂપ બાહ્ય પુરૂષાર્થ

અનિવાર્ય જ છે...

'આહારસંજ્ઞા તોડવાની છે... અપેક્ષા ઊભી નથી રાખવાની...ભૂખ્યા રહેવાની જરૂર નથી...

સમતા ભાવ રાખવાનો છે... સામાયિકની જરૂર નથી...

પાપનો પશ્ચાત્તાપ કરવાનો છે... પ્રતિક્રમણની ક્રિયાની જરૂર નથી...'

આવી આત્મઘાતી વિચારધારાઓથી આ શ્લોક બચાવે છે...

આવા વિચારોનું વાવાઝોડું ચલાવનારાઓને જડબાતોડ જવાબ આપવા માટે બળ પૂરું પાડે છે...

આમ,

- વ્યવહારિક નિષ્ફળતામાં હતાશા
- વ્યવહારિક સફળતામાં અહંકાર
- એકાંત નિશ્ચયની પકડ...

ત્રણેથી આ શ્લોક બચાવે છે...

શુદ્ધ વ્યવહારમાં પ્રેરે છે...

અને સમ્યગ્ નિશ્ચયનું લક્ષ્ય પકડાવે છે...

---

## एव ના અર્થ

સંસ્કૃત અધ્યયનમાં एव ના 3 અર્થ આવે છે.

1. અયોગવ્યવચ્છેદ
2. અન્યયોગવ્યવચ્છેદ
3. અત્યન્તાયોગવ્યવચ્છેદ.

એને સ્પષ્ટ સમજવાનો પ્રયાસ કરીએ.

**વિશેષણ – વિશેષ્યભાવ:**

1. ન્યાય (તર્ક)ની દૃષ્ટિએ કોઈપણ વાક્યમાં ૧ વિશેષ્ય અને ૧ (કે વધુ) વિશેષણ હોય છે.
2. **જેમાં** કોઈપણ પદાર્થનું વિધાન થાય તે **વિશેષ્ય** છે.
   **જેનું** વિધાન થાય તે વિશેષણ છે : જેમકે, घटः जलवान्। આ વાક્યમાં ઘટમાં પાણીનું વિધાન છે, તો घट એ વિશેષ્ય છે, जल વિશેષણ છે.
3. વ્યાકરણ, जलवान् શબ્દને વિશેષણ માને છે. ન્યાય जल ને વિશેષણ માને છે. તે

પદાર્થ બરાબર સમજવો.

તેનું કારણ એ છે કે જલવાન્ તો ઘટ પોતે જ છે. ઘટમાં જલ (કે જલવત્ત્વ) નું વિધાન થાય છે; એટલે જલ (કે જલવત્ત્વ) વિશેષણ બને છે.

4. ઉપર જલ કે જલવત્ત્વ વિશેષણ બતાવ્યા.

આમ તો બંને એક જેવા લાગે, પણ ન્યાયની દષ્ટિએ તેમાં ભેદ છે.

જલ એ દ્રવ્ય છે.

જલવત્ત્વ એ ધર્મ છે – જલાધિકરણતા રૂપ છે, જે નવ્યન્યાયની દષ્ટિએ જલ કરતાં અતિરિક્ત પદાર્થ છે. આપણો વિષય જુદો હોવાથી તેની સૂક્ષ્મતામાં નહી જઇએ.

5. કેટલાક ઉદાહરણોમાં વિશેષ્ય – વિશેષણ સમજીએ.

| | વાક્ય | વિશેષ્ય | વિશેષણ |
|---|---|---|---|
| a. | साधुः महाव्रतधरः। | साधु | महाव्रतधरत्व |
| b. | अयं साधुः। | अयं (આ વ્યક્તિ) | साधुत्व |
| c. | घटे जलं। | घट | जल |
| d. | पूजा कर्तव्या। | पूजा | कर्तव्यता |

6. ઉદાહરણ c માં વ્યાકરણની દષ્ટિએ વિશેષણ–વિશેષ્ય ભાવ નથી.

ન્યાયની દષ્ટિએ છે, કારણકે ઘટમાં જલનું વિધાન જ થાય છે.

ન્યાયની દષ્ટિએ घटे जलं નો અર્થ घटः जलवान् જ છે.

7. ઉદાહરણ a માં कर्तव्या શબ્દ ક્રિયાને જણાવતો જણાય છે.

ન્યાયની દષ્ટિએ તે કર્તવ્યતાનું વિધાન કરતો હોવાથી વિશેષણરૂપ જ છે.

વસ્તુતઃ ન્યાયની દષ્ટિએ ક્રિયાઓ વિશેષણમાં જ પરિવર્તિત થાય છે.

बालः गच्छति । એટલે गमनक्रियावान् बालः । તેમાં बाल વિશેષ્ય છે, गमनक्रिया વિશેષણ છે.

एव ના અર્થને સમજતાં પૂર્વે કોઇપણ વાક્યમાં રહેલા વિશેષણ–વિશેષ્યભાવને સમજવો અત્યંત જરૂરી – અનિવાર્ય છે.

एव ના અર્થો હવે જોઇએ.

1. **અયોગવ્યવચ્છેદ:**

**વિશેષણની** સાથે આવેલો एव વિશેષ્યમાં વિશેષણના **અયોગનો નિષેધ** કરે છે, અર્થાત્ વિશેષ્યમાં વિશેષણ નિયમા હોય જ, એવું જણાવે છે.

દા.ત. आचार्यो साधुः एव ।

આ વાક્યમાં आचार्य વિશેષ્ય છે, साधुत्व એ વિશેષણ છે, કારણકે આચાર્યમાં સાધુત્વનું વિધાન છે.

एव જણાવે છે કે આચાર્ય સાધુ હોય જ, અર્થાત્ આચાર્યમાં સાધુતા હોય જ, એટલે કે આચાર્યમાં સાધુતા ન હોય (**અયોગ**) તેવું ન જ બને. (**વ્યવચ્છેદ**)

{આચાર્ય સાધુ ન હોય, તેવું ન જ બને.}

અયોગ વ્યવચ્છેદને જણાવતાં બીજા કેટલાક દૃષ્ટાંતો →

सुसाधुः सम्यग्दर्शनवान् एव ।

आत्मा परिणामिनित्यः एव ।

प्रकाशः पुद्गलः एव ।

2. **અન્યયોગવ્યવચ્છેદ:**

**વિશેષ્યની** સાથે આવેલો एव વિશેષ્ય સિવાયના **અન્ય** પદાર્થોમાં વિશેષણના **યોગનો** નિષેધ કરે છે.

અર્થાત્ વિશેષણ, વિશેષ્ય સિવાય ક્યાંય રહેતું નથી, એવું જણાવે છે.

દા.ત. वीतरागः एव सर्वज्ञः ।

આ વાક્યમાં वीतराग એ વિશેષ્ય છે, सर्वज्ञता એ વિશેષણ છે, કારણ કે વીતરાગમાં સર્વજ્ઞતાનું વિધાન છે.

एव જણાવે છે કે વીતરાગ જ સર્વજ્ઞ હોય, અર્થાત્ વીતરાગમાં જ સર્વજ્ઞતા હોય, એટલે કે વીતરાગ સિવાય **અન્ય** કોઇમાં સર્વજ્ઞતા હોય (**યોગ**) તેવું ન જ બને (**વ્યવચ્છેદ**).

અર્થાત્ વીતરાગ સિવાય કોઇ સર્વજ્ઞ ન જ હોય.

અન્યયોગ વ્યવચ્છેદને બતાવતા અન્ય દૃષ્ટાંતો →

मनुष्यः एव ग्रैवेयकगामी ।

वनस्पतिकायः एव साधारणः ।

3. **અત્યન્તાયોગવ્યવચ્છેદ:**

વિશેષ્યમાં વિશેષણનું વિધાન કરનાર ક્રિયાપદ (भवति / अस्ति / विद्यते વગેરે) ની સાથે આવેલો एव વિશેષ્યમાં વિશેષણના અત્યન્તાયોગનો નિષેધ કરે છે.

અર્થાત્ કોઇક વિશેષ્યમાં તો વિશેષણ રહે તેવી શક્યતા છે, એવું જણાવે છે.

આનું ઉદાહરણ સમજવા માટે,

પહેલાં અત્યન્તાયોગનું ઉદાહરણ સમજીએ.

काकः शुक्लः न भवत्येव।

કાગડો સફેદ હોતો જ નથી.

આ વાક્યમાં કાગડો (काक) વિશેષ્ય છે, शुक्लत्व એ વિશેષણ છે, કારણકે તેના વિધાનનો નિષેધ કરવો છે.

આ વાક્યમાં રહેલો एव એવું જણાવે છે કે કાગડામાં શુકલત્વ ક્યારેય હોતું નથી – એટલે કે તેનો અત્યંત અયોગ હોય છે.

હવે અત્યંતાયોગવ્યવચ્છેદનું ઉદાહરણ સમજીએ.

शुक्लःअश्वःभवत्येव।

સફેદ ઘોડો હોય છે જ.

આ વાક્યમાં ઘોડો (अश्व) વિશેષ્ય છે, शुक्लत्व વિશેષણ છે. કારણકે અશ્વમાં શુકલતાનું વિધાન છે.

एव જણાવે છે કે અશ્વમાં શુકલતા હોય તો ખરી જ. એટલે કે કોઇ અશ્વમાં શુકલતા ન જ હોય (**અત્યંતાયોગ**), તેવું નથી (**વ્યવચ્છેદ.**)

અયોગવ્યવચ્છેદમાં – વિશેષ્યમાં વિશેષણનું નિયમા વિધાન હોય છે. (જેમ કે આચાર્ય નિયમા સાધુ હોય જ.) અત્યંતાયોગવ્યવચ્છેદમાં **કોઇક** વિશેષ્યમાં તો વિશેષણ રહેલું છે, એવું શક્યતા રૂપ વિધાન હોય છે. (જેમ કે, ઘોડો નિયમા સફેદ જ હોય તેવું નથી. પણ કોઇક ઘોડો તો સફેદ હોય તેવી શક્યતા છે જ.)

આ તફાવત બરાબર સમજવો.

અયોગવ્યવચ્છેદ હોય ત્યાં અત્યંતાયોગનો વ્યવચ્છેદ હોય જ.

અહીંયા ધ્યાન રાખવું કે

बालः गच्छत्येव ।

આ વાક્યમાં एव ક્રિયાપદ સાથે હોવા છતાં, તે અત્યંતાયોગવ્યવચ્છેદ ને જણાવનાર નથી, પણ અયોગવ્યવચ્છેદને જણાવનાર છે.

ન્યાયની રીતે તેનો અર્થ થશે – बालः गमनक्रियावान् एव । આમ, વિશેષ્ય બાળક (बाल) માં વિશેષણ (ગમનક્રિયા) છે જ, ગમનક્રિયા નથી તેવું નથી જ, એ રીતે અયોગવ્યવચ્છેદ જ જણાવે છે.

હકીકતમાં, પૂર્વે જણાવ્યું તેમ ક્રિયાઓ વિશેષણરૂપે જ હોવાથી, અત્યંતાયોગવ્યવચ્છેદને જણાવનાર एव, अस्ति વગેરે વિધાન કરનાર ક્રિયાપદ સાથે જ હોય છે.

सर्वं वाक्यं सावधारणं ।

આ એક ન્યાય છે (નિયમ છે), જે કહે છે કે દરેક વાક્યમાં અવધારણ (एव ) હોય જ છે. કદાચ શબ્દોમાં ન લખ્યો હોય, તો પણ અધ્યાહારથી સમજી લેવાનો હોય છે.

એ एव ક્યાં લગાડવો ? વિશેષ્યને, વિશેષણને કે ક્રિયાને ? (અર્થાત્ અયોગ/અન્યયોગ/અત્યંતાયોગ માંથી કોનો વ્યવચ્છેદ કરવો ?) તે વક્તાના તાત્પર્ય/સંદર્ભ વગેરેથી સમજવાનું હોય છે.

જો વાક્યમાં અવધારણ હોય જ નહીં, તો તે પોતાની વિરોધી વાતનું ખંડન ન કરી શકે. તો પછી નિર્ણયાત્મક બોધ જ ન થાય – સંશય જ ઊભો રહે...

દા.ત. पूजा कर्तव्या ।

આ વાક્યમાં कर्तव्या પછી અધ્યાહારથી एव ન મૂકવામાં આવે તો, पूजा માં कर्तव्यता છે જ, એવું વિધાન ન થાય, કદાચ कर्तव्यता છે, કદાચ નથી, એવો સંશય જ થાય, જેનો કોઇ અર્થ ન રહે.

એટલે તેમાં અધ્યાહારથી एव માનવો જ પડે....

આ વાક્યમાં एव વિશેષણ સાથે હોવાથી અયોગવ્યવચ્છેદને બતાવે છે.

***

નિષેધ દર્શાવનારા વાક્યોમાં પણ एव ના દષ્ટાંત સમજી લઇએ.

श्रावके न साधुता ।

આ વાક્યમાં વિશેષ્ય શ્રાવક છે, વિશેષણ સાધુત્વાભાવ/અસાધુતા છે. {न અભાવને જણાવે છે. તે અભાવ કોનો ? તે તાત્પર્ય વગેરેથી જણાય.}

एव સાથે વાક્ય આવું થશે.

श्रावके नैव साधुता ।

एव થી શ્રાવકમાં અસાધુતાના અયોગનો (એટલે કે સાધુતાના યોગનો) નિષેધ થાય છે. એટલે આ एव **અયોગવ્યવચ્છેદ**ને જણાવનાર છે.

एकेन्द्रिये एव न उपाङ्गोदयः ।

આ વાક્યમાં એકેન્દ્રિય વિશેષ્ય છે, ઉપાંગ નામકર્મના ઉદયનો અભાવ એ વિશેષણ છે. एव એકેન્દ્રિય સિવાય બીજા (અન્ય) બધા જીવોને ઉપાંગ નામકર્મના ઉદયનો અભાવ (વિશેષણનો યોગ) નથી હોતો (વ્યવચ્છેદ) એ જણાવે છે, એટલે તે **અન્યયોગવ્યવચ્છેદ**ને જણાવનાર છે.

श्रावकः विरतिधरः नापि भवेत् ।

આ વાક્યમાં શ્રાવક વિશેષ્ય છે, વિરતિધરત્વાભાવ(અવરિતિધરત્વ) એ વિશેષણ છે. જો કે વાક્યમાં एव લખ્યો નથી, પણ વાક્યનો ભાવાર્થ એ છે કે શ્રાવકમાં અવિરતિધરત્વ સંભવે છે, ન જ હોય તેવું નથી, એટલે અહીં અત્યંતાયોગનો વ્યવચ્છેદ સમજવાનો છે. अपि શબ્દ, શ્રાવકમાં અવિરતિધરત્વ જ હોય, તેવો નિયમ નથી, એવું જણાવે છે, એટલે અહીં અયોગવ્યવચ્છેદ નથી.

અને મિથ્યાત્વીઓ પણ અવિરતિધર હોવાથી શ્રાવક સિવાય ક્યાંય અવિરતિધરત્વ ન જ હોય તેવું પણ નથી, એટલે અહીં અન્યયોગવ્યવચ્છેદ પણ નથી.

---

## कडेमाणे कडे

---

જમાલિ સાથે સંકળાયેલ આ વાક્ય અને સંલગ્ન ઘટના તો જિનશાસનમાં અતિપ્રસિદ્ધ છે. પણ તેનું અર્થઘટન જે રીતે કરાય છે, તે વિચારણીય છે. મહદંશે આ રીતે અર્થઘટન કરાય છે... →

શિષ્યો સંથારો પાથરી રહ્યા હતા. જમાલિએ પૂછ્યું – 'સંથારો પથરાઇ ગયો?' ત્યારે, પૂરો પથરાયો ન હોવા છતાં, શિષ્યોએ कडेमाणे कडे એવા ભગવાનના વચનને અનુસરીને કહ્યું – 'હા, પથરાઇ ગયો છે.'

પણ આ અર્થઘટન બરાબર નથી.

1. શિષ્યોએ कडेमाणे कडे વચનને અનુસરીને કહ્યું જ નથી...

   જુઓ વિશે.ભાષ્ય (ગા.૨૩૦૭)ની મલધારી ટીકા

   साधुभिश्च संस्तृतप्रायत्वाद् अर्धसंस्तृतेऽपि प्रोक्तम् संस्तृतः इति । ततोऽसौ वेदनाविह्वलचेता उत्थाय तत्र तिष्ठासुः अर्धसंस्तृतं तद् दृष्ट्वा क्रुद्धः क्रियमाणम् कृतम् इत्यादि सिद्धान्तवचनं स्मृत्वा...

   બહુ સ્પષ્ટ છે કે જમાલિએ જ कडेमाणे कडे યાદ કર્યું છે, શિષ્યોએ નહીં...

2. તો પ્રશ્ન થાય કે, સંથારો પથરાયો ન હોવા છતાં શિષ્યોએ કઇ રીતે કહ્યું કે 'પથરાઇ ગયો?'

   તેના ઉત્તરમાં બે વિકલ્પ છે.

a. એક દેશમાં સમુદાયનો ઉપચાર...

   ઘરનો અમુક ભાગ પડી જાય તો પણ ઘર પડી ગયું કહેવાય, થોડો પગ ભાંગે તો પણ પગ ભાંગી ગયો એમ કહેવાય...

તે રીતે થોડો સંથારો પથરાય, તો પણ સંથારો પથરાઈ ગયો તેમ કહેવાય...

ઢંક કુંભારે પ્રિયદર્શનાની સાડીનો છેડો બાળ્યો અને પ્રિયદર્શનાએ 'સાડી બાળી નાખી' એમ કહ્યું, તેને માટે શાસ્ત્રકારે આ જ ન્યાય બતાવ્યો છે.

જુઓ વિશે. ભાષ્ય (ગા. ૨૩૩૦) ની ટીકા

यत्तु देशमात्रेऽपि दग्धे 'संघाटी मे दग्धा' इति त्वं वदसि, तत्

संघाट्येकदेशेऽपिसंघाटीशब्दोपचाराद् इति ।

b. ભવિષ્યમાં ભૂતનો ઉપચાર (भाविनि भूतवद् उपचारः)

નજીકના ભવિષ્યમાં પૂર્ણ થનાર ક્રિયા માટે 'થઈ ગઈ' એવો ભૂતકાળનો પ્રયોગ લોકવ્યવહારમાં થાય છે. જેમ કે છેલ્લા ૨-૩ કોળિયા બાકી હોય, જમી રહ્યો હોય તો પણ 'જમી જ લીધું છે' એમ કહેવાય છે. એ રીતે થોડી ક્ષણોમાં પથરાઈ જનાર સંથારા માટે પણ 'પથરાઈ ગયો' એમ કહેવાય.

૩. कडेमाणे कडे ન્યાયથી, સંથારો પથરાઈ રહ્યો હોય, ત્યારે 'સંથારો પથરાઈ ગયો' એમ કહી જ શકાતું નથી... જ્યારે સંથારો પથરાઈ જાય, ત્યારે જ એમ કહી શકાય છે.

જુઓ વિશે. ભાષ્ય (ગા. ૨૩૨૩)ની ટીકા

संस्तारकोऽपि नाद्यसमयात् सर्वोऽपि संस्तरीतुम् आरभ्यते, किन्तु अपरापरे तदवयवाः प्रतिसमयं आस्तीर्यन्ते ।... परिपूर्णस्तु संस्तारकः चरमसमये एव संस्तरीतुम् आरभ्यते, तत्रैव च निष्पद्यते इति संस्तीर्यमाणं संस्तीर्णमेव भवतीति ।

અહીં સામાન્ય જનને પ્રશ્ન થશે, કે સંથારો પથરાઈ ગયા પછી તો પથરાઈ ગયો એમ કહેવાય જ, તેમાં कडेमाणे कडे ન્યાયની શું જરૂર ? તો જવાબ એ કે જરૂર નથી જ...

હકીકતમાં પદાર્થ આ છે.

कडेमाणे कडे એ ઋજુસૂત્ર નયનું વચન છે.

જુઓ વિશે. ભાષ્ય (ગા. ૨૩૨૪)

सो उज्जुसुयनयं न मुणंतो...

ઋજુસૂત્રનય માત્ર વર્તમાનક્ષણને જ સ્વીકારે છે.

ભૂત-ભવિષ્યકાળને સ્વીકારતો નથી.

તેના મતે જે વસ્તુ જ્યારે પૂર્ણ બને છે, તે જ ક્ષણે બનવાની શરૂ થાય છે, તેની પૂર્વની ક્ષણોમાં નહીં.

દા.ત. માટીમાંથી કુંભાર ઘડો બનાવવાનું શરૂ કરે ત્યારે વ્યવહારનયથી કહેવાય છે કે 'ઘડો બનાવે છે'. ઋજુસૂત્ર નય તો એમ કહેશે કે ઘડાની પૂર્વાવસ્થા (સ્થાસ-કોશ વગેરે) જ બનાવે છે, ઘડો નહીં.

જે છેલ્લી ક્ષણે ઘડો બને છે, તે જ ક્ષણે ઋજુસૂત્ર નય કહેશે કે ' ઘડો બનાવે છે – બને છે.' અને તે જ ક્ષણે ઘડો બની જ જાય છે.

આમ कडेमाणे कडे નો ખરો અર્થ એ છે કે, જે વસ્તુ જે સમયે બને છે, તે જ સમયે બનવાની શરૂ થાય છે, તે પૂર્વે નહીં...

એટલે, સંથારો પથરાઇ રહ્યો હોય, ત્યારે कडेमाणे कडे ન્યાયથી તો ' સંથારો પથરાઇ ગયો છે' એમ તો નથી જ કહી શકાતું, ' સંથારો પથરાઇ રહ્યો છે' એમ પણ નથી કહી શકાતું. ' અર્ધો સંથારો પથરાઇ રહ્યો છે (અને પથરાઇ ગયો છે)' એમ જ કહી શકાય છે.

એટલે શિષ્યોએ कडेमाणे कडे ન્યાયથી ' સંથારો પથરાઇ ગયો છે' એમ કહ્યું નથી, એ સ્પષ્ટ છે. કહ્યું હોય, તો તે ન્યાયથી તે ખોટું છે.

4. હવે વાત છે કે તો જમાલિ મિથ્યાત્વ કેમ પામ્યા ? તેનો જવાબ આ →

ઉપર આપણે જોયું કે વાસ્તવમાં શિષ્યોએ લોકપ્રસિદ્ધ વ્યવહારથી – ઉપચારથી કહ્યું કે ' સંથારો પથરાઇ ગયો.'

જે નયથી જે વચન કહેવાય, તે નયથી જ તે સાચું હોય છે, બીજા નયથી ખોટું પણ હોય છે...

જેમ કે, દ્રવ્યાર્થિક નયથી ' આત્મા નિત્ય છે' કહેવાય, તે વચન પર્યાયાર્થિક નયથી ખોટું જ છે...

શિષ્યોએ વ્યવહારનયથી જે કહ્યું કે ' સંથારો પથરાઇ ગયો છે' , તેને વ્યવહારનયથી જ સમજવાને બદલે જમાલિ ઋજુસૂત્ર નામના નિશ્ચયનયથી સમજવા ગયા...

હવે ઋજુસૂત્રનયથી તો તે સમયે ' અર્ધો સંથારો પથરાઇ રહ્યો છે (ગયો છે)' એ વચન જ સાચું હતું. ' સંથારો પથરાઇ રહ્યો છે' એ વચન ખોટું જ હતું... એ નયથી એ વચન બોલાયું જ નહોતું. તો પણ, જમાલિએ એ નયથી એ વચન બોલાયું છે, એવી કલ્પના કરી, અને તે વચન ખોટું છે, એવો નિર્ણય થવાથી તે નયને (कडेमाणे कडे એવા ભગવાનના વચનને) ખોટો માની બેઠા...

જૈન દર્શન સ્યાદ્વાદમય છે. દરેક નય, પોતપોતાની રીતે સાચા હોય છે. – અર્થાત્ નયવચનનું તે નયથી જ અર્થઘટન કરાય તો તે સાચું હોય છે. તેનું બીજા નયથી અર્થઘટન કરીને ખોટું સાબિત કરાય, તો તે સ્યાદ્વાદ નથી – દુર્નય છે. એકાંતવાદ છે...

જમાલિએ આ જ ભૂલ કરી. વ્યવહારનયના વચનને નિશ્ચયનયથી બોલાયેલું માન્યું અને અર્થ અસંમત થવાથી ભગવાનના નિશ્ચયનયથી બોલાયેલ વચનને જ ખોટું

માની બેઠા, તેથી મિથ્યાત્વ પામ્યા...

5. કડેમાણે કડે ન્યાયથી અનેક પદાર્થો શાસ્ત્રોમાં આવે છે.

a. ઋજુસૂત્રનયથી उत्पद्यमानं उत्पन्नं એ ન્યાયથી, સમકિતી જ સમકિત પામે છે. મિથ્યાત્વી નહીં...
કારણકે, જે સમયે સમકિત પામે છે, તે સમયે સમકિત પામી ગયો હોય છે, તેથી સમકિતી જ છે...
જુઓ વિશે. ભાષ્ય (ગા. ૪૧૩) ટીકા
निश्चयनयस्तु ब्रूते – सम्यग्दृष्टिर्ज्ञानी च सम्यक्त्वज्ञाने प्रतिपद्यते, न तु मिथ्यादृष्टिः, अज्ञानी च ।

વ્યવહારનયથી મિથ્યાત્વી સમકિત પામે છે.

b. क्षीयमाणं क्षीणं ન્યાયે, બારમા ગુણસ્થાનકના ચરમ સમયે જ્ઞાનાવરણનો ક્ષય થાય , તે જ સમયે ક્ષય થઇ જવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે.
જુઓ વિશે. ભાષ્ય (ગા. ૧૩૩૩) ટીકા
चरमसमये तु..... क्षपयित्वा केवलज्ञानमवाप्नोति ।

વ્યવહારનયથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ તેરમા ગુણસ્થાનકના પ્રથમ સમયે થાય છે.

c. विगच्छद् विगतम् ન્યાયથી, જે સમયે પૂર્વભવના શરીરનો ત્યાગ કરે, ત્યારે પછીના ભવના આયુષ્યનો પ્રથમ સમય હોય છે...
જુઓ વિશે. ભા. (ગા. ૩૩૨૨-૨૩) ટીકા
पूर्वभवशरीरं परभवाद्यसमये विगच्छद् विगतम् ।....

એટલે નિષ્કર્ષ આટલો છે

1. કડેમાણે કડે એ ઋજુસૂત્ર નામના નિશ્ચયનયનું વચન છે.
2. શિષ્યોએ એકદેશમાં સમુદાયના કે ભવિષ્યમાં ભૂતકાળના ઉપચારથી – વ્યવહારનયથી ' સંથારો પથરાઇ ગયો છે' એમ કહ્યું છે.
3. કડેમાણે કડે ન્યાયથી, સંથારો અર્ધો પથરાયો હોય ત્યારે ' અર્ધો સંથારો પથરાઇ રહ્યો છે/ગયો છે' એમ જ કહી શકાય, ' સંથારો પથરાઇ ગયો છે' તેમ ન જ કહી શકાય.
4. જમાલિ, વ્યવહારનયથી બોલાયેલ વચનને ઋજુસૂત્રનયથી સંગત કરવા ગયા, તેમાં થાપ ખાઇ બેઠા, અને તેથી ઋજુસૂત્રનયથી કહેવાયેલા ભગવાનના વચનને ખોટું માની બેઠા – તેથી મિથ્યાત્વ પામ્યા.

# तस्य कृतं, तस्य निष्ठितं

પિંડવિશુદ્ધિમાં આધાકર્મીના વિષયમાં तस्य कृतं, तस्य निष्ठितं ની ચતુર્ભંગી બતાવીને तस्य निष्ठितं વાળા બે ભાંગા દુષ્ટ અને अन्यस्य निष्ठितं વાળા બે ભાંગા શુદ્ધ બતાવ્યા છે. એને અનુસરીને આવી પ્રવૃત્તિ જોવા મળે છે.

1. જે ઘરમાં લુખ્ખી રોટલી ખવાતી ન હોય; છતાં આયંબિલ કરનાર મહાત્માનો લાભ મળવાની ભાવનાથી શરૂઆતમાં બનેલી રોટલી લુખ્ખી મૂકી રખાતી હોય; ત્યાં તે રોટલી બનાવતી વખતે લાભ લેવાની ભાવના હોવાથી तस्य निष्ठित માનીને આધાકર્મી માનીને કેટલાક છોડે છે. મોટા રસોડા – ભોજનશાળા વગેરેમાં ૫૦૦ – ૭૦૦ માણસની રસોઈ બનતી હોય. તાવડો ચાલુ જ હોય, સાધુ ઊભા હોય ત્યારે જે રોટલી / પુરી / ફરસાણ વગેરે બને તે આધાકર્મી માનીને કેટલાક છોડી દે છે.
2. આયંબિલ ખાતામાં ૫ આયંબિલ હોય, ૫ સાધુ – સાધ્વી વહોરનાર હોય, ત્યારે મિશ્ર દોષ હોય જ. ત્યાં, બેઠેલા તપસ્વીને પીરસવા માટે ઉતારેલા શેકલાં વગેરે अन्यस्य निष्ठित હોવાથી નિર્દોષ માનીને વહોરાય છે.

ઈત્યાદિ...

આમાં કેટલીક વિચારણા છે.

શાસ્ત્રમાં પદાર્થ – વાક્યાર્થ યાવત્ ઐદંપર્યાર્થ બતાવ્યા છે. અને યથાશ્રુત અર્થ – તાત્પર્યાર્થ અલગ પણ બતાવેલા છે. ગોચરીના જે ૪૨ દોષો છે, તે દૃષ્ટાંતરૂપ છે. વાસ્તવમાં તો હનન– પચન– ક્રયણના કરણ– કરાવણ– અનુમોદન – એ દોષરૂપ છે. તેમાં જ બધાનો સંગ્રહ થઈ જાય છે. જેમાં આ ૯ માંથી કાંઈપણ હોય, તે કદાચ ૪૨ માંથી કોઈ દોષરૂપે ન જણાવ્યો હોય, તો પણ ઉપલક્ષણથી ગણી લેવાનો હોય છે.

જેમ કે, ઘર માટે બનેલી સંપૂર્ણ નિર્દોષ રોટલી વહોર્યા પછી, વહોરવાના કારણે જ નવી રોટલી બનાવવી પડે, તો તે સ્પષ્ટપણે દોષરૂપ છે. (પચનનું કરાવણ થશે.) વાસ્તવમાં ૪૨ માંથી એકે દોષમાં તે નહીં આવે. (કેટલાક તેને પશ્ચાત્ કર્મ કહે છે. શાસ્ત્રમાં પશ્ચાત્કર્મ ઉદકાર્દ્ર વગેરે રૂપ બતાવેલ છે.)

અને નવકોટિ પણ સંયમવિરાધનાની અપેક્ષાએ છે. જેમાં સંયમવિરાધના નથી પણ આત્મવિરાધના કે પ્રવચન વિરાધના છે; તે પણ ત્યાજ્ય છે જ. કેટલાક દોષરૂપે બતાવ્યા છે. જેમ કે દાયકદોષમાં નપુંસક વગેરે, કેટલાક નથી પણ બતાવ્યા...

એટલે ૪૨ દોષનું અંતિમ તાત્પર્ય તો સંયમ-આત્મ-પ્રવચન વિરાધના જ છે. માત્ર દાયકનો કોઈ ભાવ દોષરૂપ બને નહીં.. શાસ્ત્રકારોએ પણ આ વાત જણાવી જ છે કે, દાનશ્રાદ્ધકુળોમાં હંમેશા દાનની ભાવના તો રહેતી જ હોય છે; તેટલા માત્રથી દોષિત માનીએ તો આજીવિકાનો જ વ્યવચ્છેદ થઈ જાય. જ્યાં વિરાધના નવી ઊભી થાય / વધે, તે જ દોષરૂપ બને. માત્ર ભાવના નહીં....

આ તાત્પર્યના સંદર્ભમાં तस्य कृतं, तस्य निष्ठितं નો વિચાર કરવો જોઈએ. અન્યથા તો યથાશ્રુત અર્થ જ ગણાય....

ઉપરની ત્રણે ઘટનાનો વિચાર કરીએ, તો

- જે ઘરોમાં ૧૦-૧૫ દિવસે એકાદવાર મહાત્મા પધારતા હોય, ત્યાં રોજ કોઈ વધુ રોટલી બનાવે નહીં. ક્વચિત્ આયંબિલનો લાભ મળતો હોય તેથી શરૂઆતની રોટલી લુખ્ખી રાખે, તેમાં ભાવના માત્ર છે. વિરાધના બિલકુલ વધતી નથી... (અલગ વાસણમાં રાખે તો સ્થાપના ગણાય. રોટલીના જ વાસણમાં નીચે લુખ્ખી રાખે તો સ્થાપના પણ ન ગણાય.) તો તેને દોષિત કેમ મનાય ?
- જ્યાં વારંવાર મહાત્મા વહોરવા જતાં હોય, ત્યાં રોટલી વધુ બને તેવો સંભવ માની શકાય... તો મિશ્રદોષ સંભવી શકે. (ઘર મોટું હોય, ઘણી રોટલી બનતી હોય, તો તે પણ ન લાગે, તેવું બને.)
  લુખ્ખી રોટલી બનાવે ત્યારે 'આ સાધુ માટે જ.' એવો તો ભાવ નથી. કદાચ આવે તો લાભ મળી જાય. તેવી ભાવના છે, તે સંકલ્પ રૂપ નથી. તેથી આધાકર્મી ન મનાય...
- મહાત્મા લગભગ રોજ જતાં હોય અને ઘર બહુ મોટું ન હોય તો મિશ્ર તો થાય જ. શરૂઆતમાં ઉતારેલ રોટલીમાં આ સાધુ માટે જ એવો સંકલ્પ હોવાનો સંભવ રહે.
  કેટલાક તેથી तस्य निष्ठितं ના આધારે આધાકર્મી માને છે. મારું માનવું છે કે ' જાતિ' થી બધી રોટલી ભેગી બને છે. તેમાં આ બનતી રોટલી અંશરૂપ હોવાથી મિશ્રરૂપ ગણાય... (શરત એ છે કે બધી રોટલી સમાનરૂપે બનતી હોવી જોઈએ. સાધુ માટે બનતી રોટલીમાં કોઈ વિશેષ ધ્યાન રખાતું હોય તો દોષ વધી જાય...)
  આવું માનવાનું કારણ એ છે કે, રોટલીનો સંપૂર્ણ સમૂહ સાધુ માટે બનતો નથી... જે વસ્તુ સંપૂર્ણપણે સાધુ માટે બને તે જ આધાકર્મી ગણાય. અલબત્ત વ્યક્તિથી તે ૪-૫ રોટલી સાધુ માટે છે; પણ સંપૂર્ણ પાકક્રિયાનો અંશ ગણીને મિશ્ર માનવું જોઈએ.
  જેઓ મિશ્રદોષ પણ ત્યાગવા ઈચ્છે છે, તેમને આ બંનેથી કોઈ ફરક નથી પડતો. પણ ગચ્છવાસમાં મિશ્રદોષ અમુક અંશે અનિવાર્ય મનાયો છે, ત્યારે આ દોષને

આધાકર્મી માનવાથી કેટલાક આયંબિલ જ છોડી દે છે – ઓળીઓ કરતાં નથી; તેમના માટે આ પદાર્થનો નિર્ણય ખૂબ ઉપકારી બની શકે.

- ભોજનશાળા વગેરેમાં મોટા પ્રમાણમાં રોટલી વગેરે બનતી જ હોય, ત્યારે સાધુ ઊભા હોય ત્યારે જે કંઈ બનાવે, તેનાથી કોઈ વિરાધના વધતી ન હોય, તો તે શા માટે દોષિત બને ?

  હા, સાધુ માટે કશું વિશિષ્ટ કરે – ગેસ/ચૂલો ફાસ્ટ/સ્લો કરે, પુરીના બદલે ફરસાણનો ઘાણ નાખે, રોટલી જરા વ્યવસ્થિત સીઝવે – વગેરે કરે, તો અવશ્ય દોષરૂપ બને છે. અને આવી સંભાવના રહેતી હોય છે જ. તેમ સાધુ પોતાની સામે બનેલ વસ્તુ લે, તેમાં પરિણામની નિષ્ઠુરતા સંભવે છે, આત્મવંચના કરીને દોષિતને નિર્દોષમાં ખપાવે, તે સંભવે છે..... એ દૃષ્ટિએ આ ત્યાજ્ય ગણાય, તેમાં સંદેહ નથી... પણ સાધુ ઊભા છે, અને બને છે; તેટલા માત્રથી આધાકર્મી છે, તેવું માની લેવું જરૂરી નથી....

- શ્રાવકોને પીરસવા માટે બનેલ શેકલા વગેરેને નિર્દોષ માનવામાં આત્મવંચના જેવું જ જણાય છે. મિશ્રદોષ છે જ. માત્ર વ્યક્તિથી તે શેકલા બનાવવામાં સાધુનો આશય ન હોય, તેથી નિર્દોષ બની જાય, તે માનવું દુઃશક્ય લાગે છે. કુલ જેટલા શેકલા બને છે, તેમાં મિશ્ર દોષ હોવાથી તે મિશ્ર જ બને, તેવું જણાય છે. એટલે વાસ્તવિક સંયમેચ્છુકે તે ત્યાજ્ય જ માનવા જોઈએ...

- રોટલી વગેરેમાં વહેલી કરવી વગેરે થાય તો ઉત્ષ્વષ્કણ વગેરે રૂપ પ્રાભૃતિકા પણ લાગે છે, તે ધ્યાન રાખવું.

એક વાત એ કે – ઘણીવાર એવું જોયું છે કે, રોટલી/શેકલા વગેરે રસોઈઓ બનાવતો હોય ત્યારે સાધુ બહાર ઊભો રહે... બની જાય એટલે અંદર આવીને વહોરે... માન્યતા એ છે કે બનાવનાર રસોઈયાને સાધુ માટે બનાવવાનો પરિણામ નથી એટલે નિર્દોષ છે. આમાં એ વિચારણીય છે કે રસોઈયાને તે પરિણામ નથી; પણ ઊભેલા સાધુને તે પરિણામ છે કે 'આ રોટલી વગેરે ઉતરે, તે મારે વહોરવા.' તે શું પચનની અનુમતિ નથી ? અને તો તે કેમ આધાકર્મી તુલ્ય ન ગણાય ? तस्य निष्ठितं નો યથાશ્રુત અર્થ કરીને નિર્દોષ માની લેવું, તે તો મુગ્ધબુદ્ધિ જ ગણાય... તાત્પર્યરૂપ સંયમવિરાધના – નવકોટિમાંની એક નિશ્ચિત હોય, તો દોષ માનવો જ પડે...

तस्य कृत વગેરે સિદ્ધાંતને આગળ કરનારા, બનાવનારના ભાવનો વિચાર કરે છે... વાસ્તવમાં એક વ્યક્તિનો ભાવ, બીજા માટે કદી દોષરૂપ હોઈ શકે નહીં, કર્મબંધનું કારણ હોય નહીં... કર્મબંધનું કારણ પોતાના જ ભાવ હોય છે... દોષિત વહોરવામાં સાધુને જે

આશંસા વગેરે છે, તેના કારણે જ દોષ લાગે છે, દોષ હોવામાત્રથી નહીં. એટલે જ નિર્દોષના ગવેષકને કોઈ છળ- કપટથી દોષિત વહોરાવે તો પણ શુદ્ધ મનાયો છે. એટલું જ નહીં, પિંડ વિશુદ્ધિમાં સાધુને જો આશંસા- અનુમોદના નથી, તો આધાકર્મી વહોરવામાં પણ વાસ્તવમાં કોઈ દોષ નથી, તેમ જણાવીને પ્રસંગવૃદ્ધિ, ગૃદ્ધિ વગેરેના કારણે જ ત્યાજ્ય બતાવ્યો છે...

આ રીતે બહાર ઊભા રહેવું (કે અંદર ઉભા રહેવું) અને વિચારવું કે 'આ ઊતરશે, તે હું લઈશ.' તેમાં તો આશંસા/અનુમતિ થાય તેવી સંભાવના જણાય છે. ત્યારે માત્ર રસોઈયાનો સંકલ્પ ન હોવાથી નિર્દોષ ન માની શકાય....

**પ્રશ્ન** : તો ભોજનશાળામાં ઘણી રોટલી બનતી હોય, સાધુ ઊભો રહે – 'હવે જે ઊતરશે તે લઈશ' એવી આશંસા હોય તો દોષ લાગે જ ને?

**ઉત્તર** : અવશ્ય લાગે, તેવું જણાય છે... એટલે તૈયાર રોટલી ઠંડી હોય તો ગરમની આશંસાથી તેવું ન જ કરવું જોઈએ.

પૂર્વે મેં જે જણાવ્યું કે સાધુ ઊભા હોય અને બને તેટલા માત્રથી દોષિત ન મનાય, તેમાં રસોઈયાના તાદૃશ ભાવથી દોષિત ન બને, તે કહેવાનો આશય હતો. સાધુને જો આશંસા હોય તો દોષિત બને, તેવી સંભાવના છે જ....

**પ્રશ્ન** : સ્વામિવાત્સલ્ય વગેરે પ્રસંગે તો ત્યાંથી વહોરવું અનિવાર્ય હોય છે. મોટો સમુદાય હોય, ઘણું વહોરવાનું હોય ત્યારે આવું બધું બને....

**ઉત્તર** : ગચ્છમાં રહેવામાં આવા દોષો અપવાદરૂપ ગણી લેવાના રહે... મુખ્ય માર્ગ તો 'ન મળે તો તપોવૃદ્ધિ' નો છે; પણ તે દર વખતે સંભવિત નથી હોતો... જેટલી જયણા શક્ય બને, તેટલી કરવાની છે...

જેટલા અંશમાં આશંસા આવે, તેટલા અંશમાં દોષ છે, એ નિશ્ચિત જાણવાનું છે....

{એટલે તીર્થ વગેરેમાં 'આજે વધુ યાત્રિકો હોય તો સારું – ગોચરી નિર્દોષ થઈ જાય'... વગેરે પણ આશંસારૂપ બને... તેમ યાત્રિકો વધુ આવવાથી ગોચરી નિર્દોષ થયાનો આનંદ પણ વાસ્તવમાં વિરાધનાની અનુમતિ રૂપ બની જાય છે. તે સૂક્ષ્મબુદ્ધિથી વિચારવું..}

ઉપસંહાર એ જ કે तस्य कृतं વગેરે પદાર્થના માત્ર યથાશ્રુત અર્થને મુગ્ધબુદ્ધિથી લઈને નિર્ણય કરવા જતાં તો लाभमिच्छतो मूलहानिः જેવો ઘાટ સર્જાય છે.

એટલે તાત્પર્ય વિચારવું. જ્યાં સંયમાદિ વિરાધના ઊભી થાય છે / વધે છે; તે દોષરૂપ છે – વ્યવહારથી. નિશ્ચયથી તો આશંસા/અનુમતિ જ દોષરૂપ છે. આશંસા/અનુમતિ ન હોય તો નિશ્ચયથી દોષ નથી, પણ વ્યવહારશુદ્ધિ પણ જાળવવાની છે, એટલે વિરાધના ત્યાજ્ય છે.

જ્યાં વિરાધના વધતી નથી ત્યાં વ્યવહારથી નિર્દોષ છે.

**પ્રશ્ન** : જો પદાર્થ આ છે, તો શાસ્ત્રકારે ચતુર્ભંગી બતાવીને तस्य निष्ठितं દુષ્ટ અને अन्यस्य निष्ठितं શુદ્ધ કેમ કહ્યું?

**ઉત્તર** : બધા જ ગોચરીના દોષો લોલુપતા વગેરે કારણે લાગે છે, અનિર્વાહ સ્થળે તો અપવાદ છે. એ પહેલાં ધ્યાન રાખવું.

तस्य निष्ठितं સ્થળે દુષ્ટ બતાવ્યું; ત્યાં શાક વગેરે ગૃહસ્થ પોતાના માટે લાવે વગેરે કરે, છેલ્લે બનાવતી વખતે માત્ર સાધુનો સંકલ્પ હોય (પોતાનો– સાધુનો ઉભયનો હોય તો મિશ્ર થાય) તો આધાકર્મી બને એ કહેવાનો આશય સમજવો...

જ્યાં પાકક્રિયાની શરૂઆત ઘણી રોટલી– પુરી વગેરેની સામૂહિક હોય, પણ અંતમાં અલગ– અલગ બનતા હોય, ત્યાં તે રોટલી– પુરીને વ્યક્તિથી લઈને तस्य निष्ठितं ન્યાય ન લગાડવો પણ સમૂહને આશ્રયી મિશ્ર માનવું...

तस्य निष्ठितं ને દોષિત કહેવાનું કારણ એ છે કે, 'ઘણી ખરી વિરાધના તો ગૃહસ્થે પોતાના માટે કરી છે, આપણા નિમિત્તે તો બહુ થોડી જ વિરાધના થઈ છે,' એમ માનીને કોઈ મિશ્ર વગેરે ન માને, કે અલ્પદોષ ન માને.

એવી રીતે સાધુ માટે બનાવવાના આશયથી શરૂઆત કર્યા પછી, કોઈપણ કારણે તે આશય નીકળી જાય અને પછી જ વસ્તુ સંપૂર્ણપણે બને, તેમાં નિર્દોષ બતાવવા પાછળનો આશય એ જણાય છે કે કો'ક અવસ્થાએ કિંચિત્ સાધુનો આશય હોય તેથી દુષ્ટ ન માની લેવું...

અહીં બીજી બે વાત વિચારવાની છે.

શાસ્ત્રકારે નિષ્ઠિતના બે અર્થ કર્યા છે – પ્રાસુકીકૃત અને રાદ્ધ... જ્યારે અચિત્ત થાય ત્યારે, અને રંધાય ત્યારે...

દૃષ્ટાંતમાં બે વાર છડેલા ચોખા કૃત બતાવ્યા, ત્રીજી વારમાં નિષ્ઠિત...

આનો વિચાર કરતાં, બે વાર છડવામાં પણ કેટલાક ચોખા અચિત્ત થવા સંભવે છે; પહેલેથી પણ અચિત્ત હોવા સંભવે છે, છતાં ત્યારે કૃત જ બતાવ્યા છે, ત્રીજીવારમાં નિષ્ઠિત બતાવ્યા, તે વ્યવહારની પ્રધાનતાએ છે.

વર્તમાન વ્યવહારમાં ફળ સુધાર્યા પછી બે ઘડીએ અચિત્ત માનીને વહોરાય છે. સુધારતી વખતે સાધુનો આશય ન હોય, ૧૫–૨૦ મિનિટ પછી આવે; તો નિષ્ઠિત માનવું ? તેમ સુધારતી વખતે આશય હોય તે કૃત માનવો ? અને ૧૫–૨૦ મિનિટ પછી ચાલી જાય તો નિષ્ઠિત નથી, તેમ માનવું ?

આવું માની શકાતું નથી. સુધારતી વખતનો આશય જ પ્રધાનપણે જોવાય છે....

સુધારવાની ક્રિયા પણ અસંખ્ય સમયની છે. શરૂ કરે ત્યારે આશય ન હોય, પૂર્ણ કરે ત્યારે હોય; તેવું બને અને ઊંધું પણ બની શકે....
બે પપૈયામાં પહેલું સુધારતી વખતે ન હોય, બીજું સુધારતી વખતે હોય તેવું પણ બને, ઊંધું પણ બને... દરેક ક્રિયામાં આવી બધી સંભાવના છે, તેમાં ચોક્કસ સૂક્ષ્મતા પકડવી સંભવ નથી. એટલે આખી ક્રિયાને એક જ ગણીને, તેમાં રહેલો આશય જ વિચારવો પડે – વિચારાય છે... શરૂઆત– અંત એવા ભેદ કરાતાં નથી... શક્ય પણ નથી...
એટલે સ્થૂળ વ્યવહારથી અસંખ્ય સમયાત્મક અંતિમ ક્રિયાને એક ગણીને, તેમાં રહેલો આશય વિચારવાનો છે. એ ન્યાયથી જ પૂર્વેના દૃષ્ટાંતોમાં લુખ્ખી રોટલી વગેરે નિર્દોષ બતાવી છે, શેકલા વગેરે દુષ્ટ બતાવ્યા છે.
બાકી માત્ર અંતિમ સમયે અન્યનો આશય હોય તો અનિષ્ઠિત માનીને નિર્દોષ માનવામાં તો આત્મવંચના, નિષ્ઠુરતા, અશુદ્ધ વ્યવહાર, અનવસ્થાઓ વગેરે જ થવાના છે. તેવો શાસ્ત્રકારનો આશય સંભવિત નથી.
હવે અંતિમ ક્રિયા કઈ ગણવી ? શાક લાવવું, ધોવું, સમારવું, રાંધવું; માં માત્ર રાંધવું કે સમારવું અને રાંધવું ? તો તંદુલના બતાવેલ દૃષ્ટાંત પરથી એવું જણાય છે કે, જેના પછી ખાવા વગેરે યોગ્ય બનતું હોય, તે અંતિમ ક્રિયા ગણાય. એટલે સમારવું – રાંધવું બંને અંતિમ ક્રિયામાં ગણવા જોઈએ. સમારવામાં શાક સંપૂર્ણ અચિત્ત ન થાય તો પણ કેટલોક ભાગ અચિત્ત થાય છે, અને સમારેલું પણ ભક્ષ્ય છે જ.... એટલે સમારવા વગેરેમાં આશય હતો, રાંધવામાં નથી, તેથી નિર્દોષ સામાન્યથી ન મનાય... (શાસ્ત્રકારે રાંધ્યા વિનાના માત્ર છડેલા ચોખા નિષ્ઠિત માન્યા છે; તે ધ્યાનમાં રાખવું – વાસ્તવમાં તો તે ખવાતા નથી...) દરેક ક્રિયામાં આ રીતે સ્પષ્ટ ભેદરેખા બતાવવી શક્ય નથી. પણ સ્થૂળ વ્યવહારથી આવો પદાર્થ સમજવો.
એટલે માત્ર અંતિમ સમય કે અંતિમ ક્રિયાના અંતિમ અમુક ભાગમાં આશય નથી, એટલે નિર્દોષ માની લેવું નહીં.

બીજો વિચાર એ છે કે, આશય કોનો માનવો ? બનાવનાર વ્યક્તિ કે માલિક? શ્રાવક સાધુ માટે મીઠાઈ બનાવડાવે ત્યારે રસોઈયાને તો ખબર પણ નથી હોતી કે સાધુ માટે બનાવ્યા છે... છતાં તે દોષિત મનાય જ છે....
તો પછી આયંબિલખાતામાં ૧૦ જણાંની રસોઈ બનાવવાનો નિર્ણય વ્યવસ્થાપક કરે, તેમાં ૫ સાધુની ગણતરી હોય તો તે મિશ્ર થઈ જ જાય. પછી એકાદ શેકલામાં રસોઈયાનો આશય ન હોવાથી નિર્દોષ કેમ મનાય? અલબત્ત આનું ઊંધું નથી કરવાનું. માલિકનો આશય ન હોય અને રસોઈયાનો આશય હોય તો દુષ્ટ થઈ શકે છે....

(પૂર્વે જણાવ્યું છે કે, વાસ્તવમાં જો વિરાધના વધતી ન હોય, તો દુષ્ટ નથી. પણ રસોઈયો કંઈ વિશિષ્ટ કરે તો વિરાધના વધી શકે છે. તેથી શક્યતા બતાવી છે.)
છતાં પ્રધાનપણે તો માલિક – વ્યવસ્થાપક – નિર્ણાયકનો આશય જ વિચારવાનો છે. (કારણકે વિરાધના તેનાથી નિર્ણીત થાય છે); કર્મચારીનો નહીં...
એટલે કર્મચારીનો આશય ન હોવા માત્રથી નિર્દોષ તો ન જ માની શકાય; એ નિશ્ચિત સમજવું.

## દોષિત ગોચરી : લાભ કે નુકસાન ?

- સાધુ ભગવંતોનો આચાર એ છે કે તેમના માટે બનાવેલું (દોષિત) ન વહોરે. વહોરે તો કર્મ બંધાય.
  તેના પરથી શ્રાવકોને પ્રશ્ન થતો હોય છે કે અમે દોષિત વહોરાવીએ, તો અમને કર્મબંધ થાય?
  એ સંબંધી કેટલીક વિચારણા કરવી છે.
- જિનશાસન ઉત્સર્ગ – અપવાદ ઉભયાત્મક છે.
  દોષિત ન વહોરવું, તે ઉત્સર્ગ છે. તો કારણે દોષિત વહોરવું, તે અપવાદ છે.
- અને અપવાદ આચરનારો સંયમી જ છે, શિથિલાચારી નથી. એટલું જ નહીં, અપવાદના આચરણમાં, ઉત્સર્ગ જેટલી જ નિર્જરા થઈ શકે છે.
  એટલે જ્યારે સાધુ ભગવંત અપવાદે દોષિત વહોરતા હોય, ત્યારે તો વહોરાવનાર શ્રાવકને એકાંતે લાભ જ થાય.
- દોષિત વહોરવાના કારણો કયા હોઈ શકે ?
  - બિમારીમાં અનુપાન માટે જરૂરી દ્રવ્યો
  - વિહારમાં જૈનોના ઘર ન હોવા / ઓછા હોવા
  - વરસાદ વગેરેના કારણે વહોરવા જઈ ન શકાય
  - સાંજના વાપરવું જરૂરી હોય, ગોચરી સુલભ ન હોય
  - વ્યાખ્યાનકારને સ્વાસ્થ્ય સાચવવા અમુક જ દ્રવ્યો વાપરવાના હોય.

  આવા બીજા પણ હોય.
- સાર એ જ છે કે
  a. સ્વાદ માટે,
  b. વહોરવા જવાની આળસના કારણે,
  c. પોતાના ભક્તોને સાચવવા માટે...

વગેરે કારણે દોષિત વહોરે તો સાધુને કર્મબંધ થાય.

સાચા કારણે વહોરે તો નહીં.

- હવે આગળની વિચારણા, જ્યારે સાચું કારણ નથી જ, તે અંગેની છે.
  તે વખતે, સાધુ તો કર્મ બાંધે જ, સંયમને અશુદ્ધ કરે જ. તે નક્કી છે.
  વાત શ્રાવકની છે, તેને લાભ કે નુકસાન ?
- કેટલાક એમ કહે છે – `શ્રાવક તો ભક્તિથી વહોરાવે છે – તેને લાભ જ થાય. નુકસાન શી રીતે થાય ?'
  એ વાતને તર્કથી વિચારીએ.
  ભક્તિ – વિવેકથી અને આજ્ઞાથી નિયંત્રિત હોય – તો જ વિશિષ્ટ લાભ કરાવે, એ જિનશાસનનો સિદ્ધાંત છે.
  જેમ કે, સાધર્મિકની ભક્તિ કલ્પ્ય દ્રવ્યોથી કરે, તો જ શુદ્ધ ગણાય. આઈસ્ક્રીમ – કોલ્ડ ડ્રીંકસ વપરાવે, તો ભક્તિ કહેવાય જ નહીં – કારણકે આજ્ઞાનું પાલન જ નથી. પ્રભુનો અભિષેક કળશથી કરે, તો જ ભક્તિ કહેવાય. પીપ ઢોળી દે તો ભક્તિ નથી, અવિવેક છે.
  આવા ઘણા દૃષ્ટાંતો આપી શકાશે.
- સાધુ ભગવંતને પણ ગોચરી–પાણી–વસ્ત્ર–પાત્રાદિ વહોરાવે તો જ ભક્તિ કહેવાય. લેપટોપ કે કાર વહોરાવે તો ભક્તિ ન કહેવાય. એ તો બધા જ સ્વીકારશે...
- એટલે `ભક્તિભાવ છે, તો કર્મ ન જ બંધાય' તેવો નિયમ ન કરી શકાય.
  વાસ્તવમાં આજ્ઞાથી સર્વથા નિરપેક્ષ હોય – તેને ભક્તિભાવ કહેવો કે નહીં ? તે જ પ્રશ્ન છે. અને વિવેક ન હોય, તો કદાચ સામાન્ય પુણ્યબંધ થઈ શકે – જો તે અવિવેક માત્ર અજ્ઞાનના કારણે હોય, અને કોઈ સમજાવે તો સ્વીકારવા રૂપ પ્રજ્ઞાપનીયતા હોય – જડતા કે અભિનિવેશ ન હોય...
- એટલે ગોચરીમાં પણ વિશિષ્ટ લાભ પ્રાપ્ત કરવો હોય તેણે આજ્ઞાનુસારે, વિવેકપૂર્વક જ ભક્તિ કરવી જોઈએ.
  નિષ્કારણ દોષિત વહોરાવનારમાં વિવેક તો ઓછો છે જ,આજ્ઞાનું અનુસરણ પણ નથી. (કદાચ જાણકારી નથી, અથવા ઉપેક્ષા છે.) એટલે તેને વિશિષ્ટ લાભ તો ન જ થાય – એ નક્કી છે..
  **પ્રશ્ન:** તે આજ્ઞાને અનુસરતો નથી, તેમ શી રીતે કહેવાય ?
  **ઉત્તર:** જેને આજ્ઞાપાલનનો ભાવ હોય, તે આજ્ઞા જાણવા–પાળવાનો પુરુષાર્થ કરે જ. પરિશિષ્ટમાં આપેલા પાઠો, શ્રાવકને શુદ્ધ ગોચરી વહોરાવવાનું વિધાન કરતા હોવાથી આજ્ઞા તો નિર્દોષ વહોરાવવાની જ છે. એટલે અહીં આજ્ઞાપાલન તો નથી જ.

તે આજ્ઞાનો ખ્યાલ ન હોય તો પણ તેને જાણવાનો પુરુષાર્થ જ ન કરવા રૂપ ઉપેક્ષા પણ, આજ્ઞાપાલન ન હોવામાં જ ફલિત થાય.

**પ્રશ્ન:** તેનામાં વિવેક નથી, તેવું કેમ કહેવાય ?

**ઉત્તર:** સંયમીના સંયમમાં ઉપકારક–સહાયક થાય તેવું વહોરાવવું, તે વિવેક છે. અહીં તો સંયમીનું સંયમ અશુદ્ધ થાય છે, તેને કર્મબંધ થાય છે.. તેવી ભક્તિ – તે અવિવેક ન કહેવાય તો શું કહેવાય ?

- એટલે એટલું નિશ્ચિત થયું કે નિષ્કારણ દોષિત વહોરાવે – તેને વિશિષ્ટ લાભ ન જ થાય. ચાહે તે જાણકાર હોય કે નહીં. (જ્ઞાની હોય કે મુગ્ધ.)

  એટલે આપણે શ્રાવકોને ઉપદેશ તો એ આપવો જ જોઈએ કે તમે શુદ્ધ વહોરાવશો, તો જ વિશિષ્ટ લાભ થશે. તેમને અજ્ઞાની રાખવા અને વિશિષ્ટ લાભથી લાભથી વંચિત રાખવા – તે ઉપદેશકનું લક્ષ્ય ન હોય. એ અંગેના શાસ્ત્રપાઠો પરિશિષ્ટમાં આપેલા છે.
- હવે પ્રશ્ન એ થાય છે કે વિશિષ્ટ લાભ ન થાય – એ સ્વીકાર્યું. પણ સામાન્ય લાભ થાય કે નુકસાન ? શાસ્ત્રકારોએ એનો જવાબ એ આપ્યો છે કે એનો આધાર અધ્યવસાય છે. જ્યાં 'આમને દોષિત વહોરાવીને સંયમથી ભ્રષ્ટ કરું' તેવો અધ્યવસાય છે, ત્યાં તો કર્મબંધ જ થાય – એ નિશ્ચિતપણે શાસ્ત્રકારે જણાવ્યું છે. તેને પ્રત્યનીકતા કહી છે. તેવો ભાવ શ્રાવકને તો હોય નહીં..
- શ્રાવક શા ભાવથી દોષિત વહોરાવે ? તેવા ભાવો અનેક હોઈ શકે.

1. મુગ્ધતા
   a. સાધુને દોષિત ન ખપે, તેવી ખબર જ નથી. સર્વથા અજ્ઞાન હોય.
   b. પોતે જે કરી રહ્યો છે – તેનાથી દોષિત થાય, તેવી ખબર નથી. જેમ કે, "થોડું અમે પણ વાપરશું એટલે દોષિત નહીં થાય." એવું માનતો હોય.
   c. સાધુએ દોષિત ન વહોરાય – તે ખબર છે. પણ "એ સાધુએ વિચારવાનું, શ્રાવકે નહીં. શ્રાવકે તો બસ ભક્તિથી વહોરાવવાનું" એવું માનતો હોય.

   શાસ્ત્રકાર આને પાર્શ્વસ્થ–ભાવિત કહે છે.
2. પોતાને બધી જ ખબર છે, છતાં દીક્ષિત સ્વજનાદિ પરના સ્નેહરાગથી વિશિષ્ટ દ્રવ્યો બનાવીને વહોરાવે.

   પોતાને જેમના પર લાગણી છે, તેવા (ઉપકારી, જ્ઞાતિ/સમાજ–પ્રતિબદ્ધ) ને સ્નેહરાગથી વહોરાવે.
3. પોતે દોષિત નહીં કરે, તો લાભ નહીં મળે / ઓછો મળશે – તેવું લાગવાથી લાભ લેવાની તીવ્ર ઈચ્છા હોવાથી બનાવે.

4. બીજા બધાને તેવું કરતા જોઈને, પોતાને સમજ હોવા છતાં લોકસંજ્ઞાથી કરે.
5. સાથેના અન્ય શ્રાવકોના કહેવાથી – આગ્રહથી પરાણે કરે.
6. મહાત્માએ સૂચના કરી હોવાથી કરે...
7. 'આપણે વહોરાવવાનું... કેવું વહોરાવાય ? કેવું નહીં ? એ બધી ચીકણાશ નહીં કરવાની..' એવા આજ્ઞા પ્રત્યેના નિરપેક્ષ ભાવથી કરે...

- શાસ્ત્રકારો તો નિષ્કારણ દોષિત વહોરાવનારના બે જ ભેદ પાડે છે. મુગ્ધ અને પ્રત્યનીક (શત્રુ).

  ઉપર બતાવ્યા, તે બધા જ મુગ્ધની અંતર્ગત સમજવા કે કેમ ? તે વાત ગંભીર–સૂક્ષ્મ વિચારણા માંગે છે.
- મને એવું લાગે છે કે જ્યાં આજ્ઞાનો સર્વથા નિરપેક્ષભાવ હોય, કે માત્ર ગતાનુગતિકતા/લોકસંજ્ઞાથી પ્રેરાઈને (જાણતા હોવા છતાં) કરતા હોય – તેને મુગ્ધમાં ન ગણાય. ધર્મકાર્યમાં પણ દર્પ/આકુટ્ટિથી થતી અવિધિ કરનારને પાપાનુબંધી પુણ્યબંધ બતાવ્યો છે જ.

  તો આ પણ એક પ્રકારની દર્પ/આકુટ્ટિથી થતી અવિધિ જ ન ગણાય ? અને તો પાપાનુબંધી પુણ્ય કેમ ન બંધાય ? અને જો બંધાતું હોય તો નુકસાનકારક જ ગણાય ને ?
- જ્યાં પ્રમાદ/અનાભોગ જન્ય અવિધિ હોય, ત્યાં પાપાનુબંધ નથી બતાવ્યો. એટલે તેવી રીતે દોષિત વહોરાવે, તો નુકસાન ન થાય, લાભ થાય.

  છતાં, તેવી અવિધિ કરનારને પણ – 'અવિધિથી ન કરાય; વિધિપૂર્વક જ કરવું જોઈએ. અવિધિ કરીએ તો ફળ ન મળે. પાપ બંધાય...' એવો સ્થૂળ ઉપદેશ અપાય છે;

  તે જ રીતે, તેવી રીતે વહોરાવનારને પણ ઉપદેશ તો એ જ આપવાનો હોય કે 'આ રીતે વહોરાવવા કરતા શુદ્ધ વહોરાવવામાં વધુ લાભ છે.' ઈત્યાદિ..
- એક વાત એ પણ વિચારવા જેવી છે કે, તેવો ઉપદેશ ન અપાવાના કારણે શ્રાવકો સંયમ પ્રત્યે બેદરકાર બનીને ભક્તિ કરે છે, તેથી સાધુઓનું સંયમનું સ્તર નીચે ઉતરે છે – એ અનુભવાયું છે જ...

  તેવો ઉપદેશ આપવાથી, 'જેને જરૂર છે – તેને નહીં મળે.' તેવો ભય એટલા માટે નથી કે કારણ હોય તો વહોરાવવામાં તો લાભ બતાવવાનો જ છે.

  **પ્રશ્ન:** શ્રાવક કારણ હોવા છતાં નિષ્કારણ માની લે તો ?

  **ઉત્તર:** જેને આવશ્યકતા છે, તેણે કારણ જણાવીને પરિણત શ્રાવકોને વિશ્વાસમાં લેવા જોઈએ, તે તેનું કર્તવ્ય છે.

પણ આવા ભયથી શ્રાવકોને અજ્ઞાન રાખીને વિશિષ્ટ લાભથી વંચિત રાખવા – તે માર્ગ જણાતો નથી.

## શાસ્ત્રપાઠો

1. શ્રાવકને શુદ્ધ ગોચરી વહોરાવવાનો જ ઉપદેશ કરતા શાસ્ત્રપાઠો.

   a. શ્રાવકધર્મવિધિ પ્રકરણ –

      अण्णाईणं सुद्धाण, कप्पणिज्जाण देसकालजुअं ।
      दाणे जईणमुचियं, गिहीणं सिक्खावयं भणिअं ॥१०१॥
      कल्पनीयानाम् = उद्गमादिदोषवर्जितानाम्, अनेन त्वकल्पनीयानाम् प्रतिषेधमाह ।

   b. શ્રાદ્ધવિધિ પ્રકરણ–

      इच्छकारि भगवन् पसाउ करी फासुएणं एसणिज्जेणं
      असण-पाण-खाइम-साइमेणं..... अणुग्गहो कायव्वो ।

   c. શ્રાદ્ધદિનકૃત્ય–

      ... फासुयं एसणिज्जं च, देइ जं जस्स जुग्गयं । १७६

2. વિશિષ્ટ નિર્જરા, શુદ્ધ દાનથી જ થાય.

   a. શ્રાદ્ધદિનકૃત્ય– ૧૭૭ ટીકા

      पुनःप्रासुकादिग्रहणं शुद्धदानस्यैवैकान्तनिर्जराहेतुत्वख्यापनार्थं ।

   b. અષ્ટક ૨૧/૭–૮ ટીકા

      ...विरुद्धस्य – शास्त्रे विनिवारितस्य ...आधाकर्मादिदोषदूषितस्य...
      दानं-वितरणं = विरुद्धदानं, ... तत्र द्रव्यादिभेदतो धर्मव्याघात एव.. ।
      कुत इत्याह - हीनस्य = गुणवियुक्तस्य देयद्रव्यस्य... उत्तमं = प्रधानं एतद् इति गतिः...

3. સાધુએ ઉપદેશ એવો જ કરવો કે 'શુદ્ધ દાન જ આપવું'.

   a. ઓઘ નિર્યુક્તિ ભાષ્ય – ૫૨ ટીકા

      दट्ठुं ति – दृष्ट्वा उद्गमादिदोषं निवारयेत् । . उद्गमदोषादीनां कथनं करोति ।

   b. બૃહત્કલ્પ – ૧૬૦૨ ટીકા

      कथयन्ति एषणादोषान् ... एतैश्च दोषैः दुष्टं साधूनां न दीयते ।

4. 'દોષિત–નિર્દોષ શ્રાવકે નહીં વિચારવાનું.' આવો ઉપદેશ પાર્શ્વસ્થનો હોય.

पार्श्वस्थाः श्राद्धान् इत्यं प्रज्ञापयन्ति –'... साधोः अपि-अनेषणीय-ग्रहणतः पलायितुमेव युज्यते, श्रावकस्यापि तेन तेनोपायेन साधोः एषणीयमनेषणीयं वा दातुमेव युज्यते ।' (બૃહત્કલ્પ – ૧૬૦૭ ટીકા)

# જીરણ શેઠ – વિધિ કે અવિધિ?

**પ્રશ્ન** : પ્રભુને પારણાની વિનંતી કરીને જીરણ શેઠે જે તૈયારી કરી; તે વિધિ કે અવિધિ?

**ઉત્તર** : જીરણ શેઠે કોઈ નવી રસોઈ તો બનાવી નથી જ. મહાવીર ચરિયં, ત્રિષષ્ઠિ વગેરેના પાઠો સ્પષ્ટ છે કે યથાકૃત–પોતાના માટે બનાવેલ ભોજન સામગ્રી વહોરાવવાની જ ભાવના કરી છે. 'મેવા મીઠાઈ થાળ **ભરાવે**' શબ્દ જ છે. 'બનાવે' નહીં.

{અહીં એ ખાસ ખ્યાલમાં રાખવું કે ગુજરાતી સ્તવનાદિની પ્રમાણતા, આધારભૂત સંસ્કૃત –પ્રાકૃત ગ્રંથને આધીન હોય છે; સ્વતંત્ર નહીં... એટલે પ્રાચીન ગ્રંથોમાં ન આવતી હોય, તેવી કોઈ વાત જો ગુજરાતી સ્તવનાદિમાં હોય, તો પ્રમાણભૂત ન ગણાય.}

**પ્રશ્ન** : 'ઊભી શેરીએ જળ છંટકાવે, જાઈ કેતકી ફૂલ બિછાવે' વગેરે રૂપ સ્વાગતની તૈયારી કરી, તે વિધિ કે અવિધિ ?

**ઉત્તર** : કેટલાક તેને અવિધિ માને છે, અને તેના કારણે પ્રભુ ત્યાં વહોરવા ન ગયા; તેવું માને છે – કહે છે.

ઉપદેશપદ–પંચવસ્તુક ગ્રંથોમાં જીરણશેઠની વિધિ જ કહી છે; અવિધિ નહીં....

आहरणं सिद्धिदुगं, जिणिंदपारणगदाणऽदाणेसु ।
विहिभत्तिभावऽभावा, मोक्खंगं तत्थ विहिभत्ती ॥

વળી કોઈ પણ પ્રાચીન ગ્રંથકારે, 'આવી વિરાધના કરી હોવાથી પ્રભુ ત્યાં ન ગયા.' એવું કહ્યું નથી: ત્યારે તેવી કલ્પના વધુ પડતી જ લાગે છે....

તર્કથી વિચારીએ તો ગોચરી જનાર સાધુ માટે કેટલાક વિરાધનાજનક સ્થાનો વર્જ્ય બતાવ્યા છે; કેટલાક નહીં.

જેમકે, માલાપહૃતને દોષ કહીને મેડા પરથી લાવેલ વસ્તુ વર્જ્ય બતાવી...

પણ, ગૃહસ્થ સાધુને બોલાવવા આવ્યો હોય, તો તેથી ત્યાં ન જવું – એવું ક્યાંય કહ્યું નથી...

ગૃહસ્થ આવવામાં વિરાધના કરે જ. વર્તમાનમાં તો સ્કૂટર વગેરે વાહન પર જ આવ્યો હોય, તેવું બને છે. અને છતાં 'તું સ્કૂટર પર આવ્યો, હવે તારે ત્યાં ગોચરી ન અવાય' એવું કોઈ કહેતું હોય – માનતું હોય તેવું હજી સુધી જાણ્યું કે સાંભળ્યું નથી. શાસ્ત્રોમાં શ્રાવકને સાધુને લાગતા ગોચરીના દોષો ઊભા કરવા પર પ્રાયશ્ચિત બતાવ્યું છે. વહોરાવવા બોલાવવા ન જવા તે અતિચારરૂપ બતાવ્યું છે. સાધુ ઘરે આવવા પર ગૃહસ્થ અભ્યુત્થાન, સન્મુખગમન વગેરે કરે તેમાંય વિરાધના છે જ; છતાં તે કાંઈ ગોચરીનો દોષ નથી બતાવ્યો; તેવા અવસરે ગોચરી વર્જ્ય નથી બતાવી. (સ્કૂટર પર રસ્તો બતાવવા આવે તો વર્જ્ય માનીએ છીએ.)

આ બંને પદાર્થનું તાત્પર્ય એવું સમજાય છે કે, ગૃહસ્થ સાધુ ભગવંતના સત્કાર–સન્માનાદિ માટે જે ઉચિત વ્યવહાર કરે, તેમાં વિરાધના અનિવાર્ય હોવા છતાં, તે ગૃહસ્થ માટે ઉપાદેય છે અને સાધુને પણ તેના કારણે ગોચરી વર્જ્ય નથી. (જો વર્જ્ય કરાય, તો ગૃહસ્થને ઉચિત વ્યવહારનો નિષેધ કરવો પડે; જે જિનશાસનથી વિરુદ્ધ બને.)
શ્રાવક ગોચરી વહોરાવવા માટે જ જે વિરાધના કરે, તે ઉપાદેય નથી, દોષરૂપ છે, સાધુના સંયમને બાધક છે અને તેથી સાધુને માટે તેના કારણે ગોચરી વર્જ્ય બને છે.

જીરણ શેઠે પ્રભુના સ્વાગત માટે જે વિરાધના કરી. તે ઉચિત વ્યવહારરૂપ છે. સન્માનાદિરૂપ છે. અરિહંત ઘેર પધારે ત્યારે આટલું તો ભક્તિવંત શ્રાવક કરે જ. એટલે જ તે વિધિરૂપ છે; અવિધિરૂપ નથી... અને તેથી જ 'ભગવંત તેના ઘરે, તેના કારણે ન ગયા' તેવું નથી જ, અને તેથી જ શાસ્ત્રકારોએ તેવું નથી જ કહ્યું.
વર્તમાનમાં પણ આચાર્ય ભગવંતાદિના કોઈ કારણે પગલાં હોય તો રંગોળી–ગહુંલી–દીવા–તોરણ વગેરે થાય છે, તેનો કોઈ નિષેધ નથી કરતું ; તેને કોઈ અવિધિ નથી માનતું; તેના કારણે ગોચરી દોષિત થાય તેવું કોઈ માનતું નથી.. ચુસ્ત સંયમીઓ પણ તેવા અવસરે વહોરે છે. હા, સાધુ નિમિત્તે કોઈ ચીજ બનાવી હોય તો છોડી દે છે, પણ અન્ય યથાકૃત તો વહોરે જ છે.

જો આચાર્ય ભગવંત માટે તેવા સ્વાગતાદિ વિધિરૂપ હોય, તો અરિહંત પરમાત્મા માટે તો પૂછવાનું જ શું ?
અને તે વિધિરૂપ વિવેક હોવાના કારણે જ જીરણ શેઠે બારમા દેવલોકનું આયુષ્ય બાંધ્યું. અને શાસ્ત્રકારોએ કહ્યું કે દેવદુંદુભિએ જો ભાવધારાનો ભંગ ન કર્યો હોત, તો ક્ષપકશ્રેણિ ચડી જાત... અવિધિ એ અવિવેક છે; અને અવિવેકથી તેવું ફળ સંભવિત નથી...
માસક્ષમણના પારણે દોષિત વહોરાવનાર શ્રાવિકાને સદ્ગતિની પ્રાપ્તિ થઈ, તે ફળના બળથી શાસ્ત્રકારોએ તેમના દોષિત વહોરાવવાના કાર્યને અપવાદિક વિધિરૂપ જ જણાવ્યો છે. (તેથી જ દોષિત વહોરાવવા માટે કારણ વિશેષ – પાત્ર વિશેષ કારણરૂપે જણાવ્યા છે.) જો અવિધિ – અવિવેકથી પણ તેવું ફળ સંભવિત હોય તો ફળના બળે તે કાર્ય વિધિરૂપ સિદ્ધ ન થઈ શકે.
જણાવેલ ઉપદેશપદ – પંચવસ્તુના પાઠમાં પણ વિધિ જ મોક્ષનું અંગ બતાવી છે.
અને તો પછી,
સાધુ ભગવંત ઘરે પધારે ત્યારે સામાન્ય ઔચિત્ય રૂપે પણ શ્રાવક ટી.વી./રેડિયો બંધ કરે કે ચાલુ ફોન મૂકી દે, તે સંભવિત છે. (આદરણીય મહેમાન આવ્યા હોય તો પણ તેટલું

કરે જ.) ત્યારે તે ઔચિત્યરૂપ હોવાથી, તેના કારણે ગોચરી વર્જ્ય ન બને, તેવું જ માનવું જોઈએ.

**શંકા** : લાઈટ/પંખા ઔચિત્યથી બંધ કરે તો?

**સમાધાન:** કોઈ મહેમાન માટે લાઈટ/પંખા બંધ નથી કરાતા. ત્યાં પોતાના ઉચિત વ્યવહારનો ભાવ નથી; પણ સાધુ ભગવંત લાઈટ/પંખામાં ન વહોરે એવી(ગલત) માન્યતા છે. એટલે લાઈટ/પંખા બંધ કરવા પાછળનો આશય, ઔચિત્યનો નથી, વહોવરાવવાનો છે... તેથી તે અવસરે ગોચરી વર્જ્ય મનાય છે...

---

## પ્રાચીન/અર્વાચીન

**પ્રશ્ન** : સાધુ જે વસ્તુ વહોરે, તેને બનાવવામાં થયેલી વિરાધનાનો દોષ તેને લાગે ?

**ઉત્તર** : કથાકોષ પ્રકરણમાં આ મુજબનો સંવાદ છે (ભાગ ૨, કથા – ૨૭) →

देवडो भणई- 'अणुमइ सव्वहा अत्थि | जइ गिहत्था रंधंति, ता भिक्खं हिंडामो, जइ गिहत्थाणं धन्नसंचओ होइ, ता सुहं रंधिऊण पयच्छंति | सो य कणसंचओ न करिसणं विणा, ता कहं तिविहं तिविहेण भे वयगहणं ?' ति | भणियं सूरिणा – 'न बाहगमिणमम्हाणं, जस्स आसंसा पयट्टइ तस्स एस दोसो |'

ફલિતાર્થ એ છે કે, સાધુને નિર્દોષ વાપરવાનો પરિણામ હોય તો તેવી વસ્તુ વહોરવા/વાપરવામાં; તે વસ્તુ ઉત્પન્ન કરવામાં થયેલ હિંસાનો દોષ લાગતો નથી...

ઊલ્ટું, 'મારે અમુક જ વસ્તુ વાપરવી' કે 'અમુક પ્રકારે બનેલ જ વસ્તુ વાપરવી' તેવો પરિણામ હોય તો તે આશંસારૂપ હોવાથી તે વસ્તુ વહોરવામાં/વાપરવામાં દોષ લાગશે.

**પ્રશ્ન** : તો પછી વિગઈત્યાગ કરનારને લુખ્ખી રોટલી, લીલોતરી ત્યાગ કરનારને કઠોળ વાપરવાનો પરિણામ થવાથી તે ય દોષ રૂપ બનશે.

**ઉત્તર** : ના. કારણકે ત્યાં ત્યાગનો પરિણામ છે. 'વિગઈ નથી વાપરવી' કે 'લીલોતરી નથી વાપરવી' તેવો... તે આશંસારૂપ નથી... બાકીના કલ્પ્ય દ્રવ્યોમાંથી કોઈપણ ઉપલબ્ધ દ્રવ્ય વહોરવાનો પરિણામ આશંસારૂપ નથી બનતો....

**પ્રશ્ન** : રોટલી– દાળ એ બે જ દ્રવ્ય વહોરવા, તેવો પરિણામ હોય તો ?

**ઉત્તર** : તે પણ બાકીના રાગજનક દ્રવ્યોના ત્યાગના પરિણામરૂપ છે.

**પ્રશ્ન** : તો પછી 'સિંહકેસરિયો મોદક જ વહોરવો' તે પણ ત્યાગ પરિણામરૂપ બનશે, તેને લોભપિંડ નહીં કહેવાય.

**ઉત્તર** : ના, કારણકે ત્યાં અન્ય દ્રવ્યોના ત્યાગનો પરિણામ નથી, પણ મોદકની આશંસા છે.

અલબત્ત, મોદક સિવાયના દ્રવ્યોના ત્યાગનો પરિણામ હોય તો તે પણ આશંસા ન બને. પ્રભુ વીરનો અડદના બાકુળા પ્રસંગે પૂર્ણ થયેલ અભિગ્રહ કે અન્ય દ્રવ્યાદિ અભિગ્રહો પણ, તેવો અભિગ્રહ પૂર્ણ ન થાય ત્યાં સુધી આહારત્યાગના પરિણામરૂપ છે, આશંસા રૂપ નથી.

**પ્રશ્ન** : તો પછી અર્વાચીન વસ્તુ ન જ વાપરવી, તેવો પરિણામ પણ ત્યાગના પરિણામ રૂપ જ છે ને ?

**ઉત્તર** : પહેલી વાત તો એ કે જેનો ત્યાગ કર્યો, તે સિવાયની વસ્તુ સાધુના આચારને બાધક બને તે રીતે લેવી, તે તો लाभमिच्छतो मूलहानिः છે; સાધુના મૂળ–ઉત્તરગુણના ભંગરૂપ છે.

એટલે વિદેશીનો ત્યાગ કરીને પ્રાચીન જો આધાકર્મી–ક્રીત–અભ્યાહૃત વગેરે દોષવાળું વહોરવાનું હોય, તો તે ત્યાગ પરિણામ માન્ય નથી.

**પ્રશ્ન** : ગીતાર્થો દોષિત વહોરીને આયંબિલ કરવાનું કહે છે ને?

**ઉત્તર** : તેમાં આધાકર્મી વિ. દોષ સ્વીકારીને, રાગ(અંગાર) વિ. દોષથી બચવાનું લક્ષ્ય છે, બ્રહ્મચર્યની વાડનું રક્ષણ કરવાનું લક્ષ્ય છે. અર્વાચીનના ત્યાગ – પ્રાચીનના સ્વીકારમાં તેવો કોઈ લાભ નથી.

**પ્રશ્ન** : પણ બંને નિર્દોષ ઉપલબ્ધ હોય તો ?

**ઉત્તર** : ગોચરીમાં ઉપલબ્ધ એક નિર્દોષ દ્રવ્યને છોડીને બીજા નિર્દોષ દ્રવ્ય માટે પર્યટન/ગવેષણા પણ દોષરૂપ છે; એ સુપ્રસિદ્ધ છે. (પ્રવચન સારોદ્ધાર)

**પ્રશ્ન** : જેને મીઠાઈનો ત્યાગ છે, તે મીઠાઈ છોડે છે જ ને ?

**ઉત્તર** : તે ત્યાગપરિણામ છે, તે ઉપર જણાવાઈ ગયું....

**પ્રશ્ન** : તેમ અર્વાચીનનો ત્યાગ પણ એવો પરિણામ છે.

**ઉત્તર** : ના, મીઠાઈના ત્યાગ પાછળ, રાગ–દ્વેષના હ્રાસ/નાશનું લક્ષ્ય હોવાથી તે ત્યાગપરિણામ રૂપે માન્ય છે. અર્વાચીનના ત્યાગ – પ્રાચીનના સ્વીકારમાં તેવો કોઈ લાભ નથી. ત્યાગમાં તેવું કશું લક્ષ્ય નથી... હા, રાગજનક જે હોય તે– પ્રાચીન કે અર્વાચીન – તેનો ત્યાગ આવકાર્ય છે જ.

**પ્રશ્ન** : અર્વાચીનના ત્યાગમાં હિંસાના ત્યાગનો પરિણામ છે.

**ઉત્તર** : જે દોષ સાધુને લાગતો જ નથી (ઉપરના પાઠથી તે સ્પષ્ટ છે). તેના ત્યાગનો પરિણામ એ સ્વમતિકલ્પના સિવાય બીજું કંઈ નથી...

**પ્રશ્ન** : સંસ્કૃતિરક્ષા, અનેકને રોજીરોટી મળવી વગેરે પરિણામ હોય તો ?

**ઉત્તર** : આવા બધા પરિણામો સાધુને માટે વહોરતી વખતે ઉપાદેય ગણાયેલા નથી....

**પ્રશ્ન** : ગૃહસ્થો પણ આપણા આલંબને અર્વાચીન ત્યાગે, તેવો પરિણામ હોય તો ?

(જેમ કંદમૂળ વગેરેનો ત્યાગ સાધુ કરે છે, તેમ.)

**ઉત્તર** : ગૃહસ્થ માટે કંદમૂળ ત્યાજ્ય છે, અર્વાચીન ત્યાજ્ય છે, તેવું ક્યાંય જણાવ્યું નથી...

**પ્રશ્ન** : કેમ? ગૃહસ્થને તો ઉત્પત્તિમાં થતી હિંસાનો દોષ લાગતો હોવાથી માટે અર્વાચીન ત્યાજ્ય છે જ ને ?

**ઉત્તર** : ના. ગૃહસ્થને પણ જેની વિરતિ હોય, તેનો દોષ લાગતો નથી... જેટલી આશંસા હોય તેટલો જ દોષ લાગે છે. એટલે ઉત્પત્તિ પણ અમુક પ્રકારની જ જોઈએ, તેવી આશંસા ન હોય (અને તેની વિરતિ હોય) તો તેનો દોષ લાગતો નથી... (નહીં તો હાથીદાંતની પ્રભુપ્રતિમા વિ. ઉપાદેય નહીં બને. જુઓ યોગશાસ્ત્ર ગ્રંથ.) એટલે અહીં તો ઊલ્ટું છે. પ્રાચીન – અર્વાચીન ગમે તેવું ચાલે, તેવા પરિણામવાળા કરતાં 'પ્રાચીન જ જોઈએ' તેવો પરિણામ આશંસારૂપ બનીને દોષરૂપ બની શકે...

**પ્રશ્ન** : પણ તેવું અનુભવાતું નથી. ગૃહસ્થને તો પ્રાચીન વાપરવા પાછળ અલ્પહિંસા વિગેરેનો જ આશય હોય છે.

**ઉત્તર** : તે કદાચ માન્ય કરીએ તો પણ, તેના માટે સ્વયં તો કરવું માન્ય નથી જ, કારણકે તેમાં નિર્ધ્વંસપરિણામ રૂપ મોટો દોષ છે. ખેડૂત ખેતી કરે, તો શ્રાવક કરતાં વધુ જ વિરાધના કરવાનો છે, છતાં શ્રાવકને ખેતીનો નિષેધ કરીને તૈયાર અનાજ ખરીદવાનું વિધાન જ શાસ્ત્રકારોએ કર્યું છે, કારણકે ખેતી કરવા જતાં વિરાધના ઘટે તો યે નિષ્ઠુરતા રૂપ ઘણો મોટો દોષ આવી પડે. (સાધુને દોષિત વહોરવું પડે તો સ્વયં અચિત્ત કરવામાં વિરાધના અલ્પ હોવા છતાં, ગૃહસ્થ પાસે જ અચિત્ત કરાવવાનું વિધાન છે, કારણકે સ્વયં અચિત્ત કરવામાં નિષ્ઠુરતા આવે.) એટલે શ્રાવકે સ્વયં તો કરવાનું નથી જ... (તેમ ઉત્પત્તિ ને પ્રોત્સાહન આપવું, ત્યાંથી ખરીદવું પણ યોગ્ય નથી.)

ગૃહસ્થ માટે અર્વાચીનના ત્યાગનો પરિણામ યોગ્ય માની લઈએ તો પણ તેમને આલંબન આપવા સાધુએ તેમ કરવું ઊચિત નથી... કંદમૂળ – તિથિએ લીલોતરી વગેરેમાં, સાધુ લે તો ગૃહસ્થ જે અપ્રવૃત્ત છે, તે પ્રવૃત્ત થાય તેવો દોષ છે. અહીંયા તો ગૃહસ્થો પ્રવૃત્ત જ છે, સાધુના નિમિત્તે પ્રવૃત્ત થતા નથી.

**પ્રશ્ન** :આરોગ્યના કારણે પ્રાચીન જ લે તો ?

**ઉત્તર** :તે અપવાદ બને. અધિકારી– યોગ્ય માટે ઉચિત હોઈ શકે. પણ તે પ્રશસ્ત પરિણામ નથી. તેના કરતાં પ્રાચીન–અર્વાચીન જે મળે તે લેવું, તે ઉત્સર્ગ હોવાથી પ્રશસ્ત પરિણામ છે. એટલે 'અમે તો પ્રાચીન જ વાપરીએ' તેવો અહંકાર ન કરાય, 'અમારી શારીરિક પ્રતિકૂળતાના કારણે અમારે અમુક જ દ્રવ્યો લેવા પડે છે' તેવી દીનતા આવવી જોઈએ. તેની વકીલાત ન હોય.

વળી એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે નિર્દોષમાં અર્વાચીન છોડીને પ્રાચીન જ લેવાનું હોય, તો જે પ્રશ્નો કરવા પડે, તેવા પ્રકારની ગવેષણા એ સાધુના આચારોમાં ક્યાંય બતાવેલ નથી....

**પ્રશ્ન** : બંને દોષિત હોય તો ?

**ઉત્તર** : તો જે અલ્પ દોષવાળું હોય તે લેવાનું.

**પ્રશ્ન** : ત્યારે ઉત્પત્તિની હિંસા જોવાની જ ને ?

**ઉત્તર** : ના, શાસ્ત્રકારોએ જે આધાકર્મી – અભ્યાહૃત વિ. દોષો બતાવ્યા છે, તે જ વિચારવાનું છે. અર્વાચીન સ્વગ્રામ અભ્યાહૃત હોય, પ્રાચીન પરગ્રામ અભ્યાહૃત હોય, તો અર્વાચીન જ અલ્પદોષવાળું થાય.

**પ્રશ્ન** : બંને આધાકર્મી હોય તો ?

**ઉત્તર** : તો સમાન દોષ છે. પણ તેમાં 'ઘટકદ્રવ્યો પ્રાચીન જ જોઈએ' – તેવો પરિણામ હોય તો તે ફરી આશંસારૂપ બને.

જેમ કે ચા આધાકર્મી હોય; હવે સાકર Organic જ જોઈએ. તેવો આગ્રહ હોય અને Organic સાકર સાધુના આશયથી ક્રીત – અભ્યાહૃત હોય, સાદી સાકર નિર્દોષ હોય, તો Organic સાકર વાળી ચા વધુ દોષિત થશે.

માની લઈએ કે બંને સાકર નિર્દોષ છે, તો પણ, Organic વાળી જ લેવી, એવો પરિણામ આશંસારૂપ બનવાથી તેનો દોષ લાગશે...

**પ્રશ્ન** :સાદી સાકરવાળી ચા મળે તે છોડી દે, અને Organic માટે પર્યટન કરે તો દોષ માની લઈએ. પણ કાપડ – સમાન દોષવાળું પ્રાચીન– અર્વાચીન મળતું હોય ત્યારે દેશી જ મંગાવે તેમાં વાંધો શું ?

**ઉત્તર** :તેમાં ય પ્રાચીનની આશંસા દોષરૂપ બનશે જ. અર્વાચીન નજીક મળતું હોવા છતાં, પ્રાચીન લેવા દૂર જવાનું થાય, તેમાં વિરાધના થાય, તે દોષ લાગવાનો જ. તેના કરતાં 'જે મળે તે ચાલશે', તેવો પરિણામ, એ અલ્પ દોષવાળો જ બનવાનો, એ નક્કી છે.

એટલે કોઈપણ રીતે, સાધુને 'પ્રાચીન' જ લેવું, તેવો પરિણામ ઉપાદેય બનતો નથી. अहागडेसु रीयंते એ જ સાધુનો આચાર છે.

દોષિત લેવાનું જ હોય તો તેમાં શાસ્ત્રકારોએ બતાવેલ દોષોમાં જ જયણાપૂર્વક ત્યાગ વિચારવાનો છે, જે પ્રાચીન/અર્વાચીનથી નિરપેક્ષ છે. પ્રાચીનનો આગ્રહ તો આશંસારૂપ હોવાથી પોતે જ સ્વતંત્ર દોષ બનશે.

નિર્દોષ અથવા શાસ્ત્રમાં બતાવેલ દોષોમાં સમાન દોષવાળી વસ્તુમાં જો (સાધુના

ઉદ્દેશથી નહીં થયેલ) ઉત્પત્તિની વિરાધનાનો વિચાર પણ જો 'સંયમ' રૂપ હોવાથી સાધુને ઉપાદેય બનતો હોય, તો પછી શાકમાં પણ વટાણા – ચોળી વગેરે કરતાં ટીંડોળા વગેરેમાં અલ્પ જીવો હોવાથી વટાણા ત્યાજ્ય – ટીંડોળા ઉપાદેય બનશે. પણ તેવું કોઈ માનતું નથી.
તેમ પ્રાચીનમાં પણ, રાજસ્થાન–બંગાળની ખાદી કરતાં ગુજરાતની ખાદી વધારે ઉપાદેય બનશે. અરે ! ગુજરાતમાં ય, નજીકના ગામડાંથી આવેલ વધુ ઉપાદેય બનશે ! પણ તેવું તો 'પ્રાચીન' માં માનનારા પણ કરતા નથી...
જે કરવામાં સંયમ હોય, તે ન કરવામાં અસંયમ હોય જ. અને તો પછી આવી બધી કાળજી ન કરવી તે અસંયમ હોવાથી પ્રાયશ્ચિત્તનું સ્થાન બનશે, જે વાત કોઈ શાસ્ત્ર/પરંપરામાં જોવાઈ નથી.
{એ બરાબર સમજવાનું છે કે દોષિત વસ્તુમાં, જેટલું સાધુના નિમિત્તે થયું હોય, તેટલું જ દોષિત વિચારીને તેમાં જયણા કરવાની છે.
'ચા' સાધુ માટે બને, તો બનાવવાની જ વિરાધના વિચારવાની છે. દૂધ–પાણી–સાકર–ચા ગૃહસ્થે સ્વ–ઉદ્દેશથી લાવેલા જ હોય, તો તેની નહીં. હા, દૂધ પણ ખાસ તેના માટે લાવે, તો તે વિરાધના પણ વિચારવાની રહે.}

---

# ઉત્પત્તિ હિંસા

---

**શંકા** : કોઈપણ પદાર્થનો ઉપભોગ કરવામાં, તેની ઉત્પત્તિમાં થયેલ હિંસાનો દોષ ગૃહસ્થને લાગે કે નહીં ?
**સમાધાન:**
નિશ્ચયનયથી – પરિણામ કર્મબંધનું કારણ છે, પ્રવૃત્તિ નહીં... કોઈપણ વસ્તુ બને – સારી બને તેવી અપેક્ષા જેને હોય; અથવા બન્યા પછી બની / સારી બની તેવી અનુમતિ જેને હોય, તેને તે આશંસા/અનુમતિનો પરિણામ કર્મ બંધાવે છે. તે ઉપભોગ કરે કે નહીં, તે અકિંચિત્કર છે... એટલે જ મિથ્યાત્વ અને અવિરતિ કર્મબંધના કારણ છે. પાપપ્રવૃત્તિ ન હોવા છતાં, પાપને ઉપાદેય/કર્તવ્ય માનવું એ મિથ્યાત્વ છે; અને કદાચ કર્તવ્ય ન માને તો પણ સંજ્ઞાદિની પરવશતાના કારણે ત્યાગી ન શકે, અપેક્ષા રહે, એ અવિરતિ છે...
વાસ્તવમાં માત્ર પ્રવૃત્તિ, કોઈ કર્મબંધનું કારણ ન હોવા છતાં, જે પ્રવૃત્તિ અપેક્ષા–અનુમતિના પરિણામોથી જન્ય કે તેની જનક હોવાની બહુલતાએ સંભાવના છે, તેને વ્યવહારનય પાપ/કર્મબંધનું કારણ માને છે, અને કહે છે. અને તેવી પ્રવૃત્તિનો ત્યાગ

કરવાનો ઉપદેશ અપાય છે.

પિંડવિશુદ્ધિમાં આધાકર્મી બનાવનાર ગૃહસ્થની અનુમતિ ન હોય તો આધાકર્મી વાપરવા છતાં સાધુ નિર્દોષ છે; એ વાત સ્વીકારાયેલ છે. અને છતાં ગૃદ્ધિ, પુનઃપ્રસંગ વગેરેનું કારણ હોવાથી તેનો ત્યાગ ઉપાદેય જણાવ્યો છે; એ આ નિશ્ચય– વ્યવહારને જણાવે છે....

આ વ્યવહારને આશ્રયીને જ ગૃહસ્થને, બજારમાં મળતી બટેટાની વેફર વગેરેનો નિષેધ કરાય છે...

છતાં વ્યવહારનયની મર્યાદા પણ છે જ... એટલે જ બટેટાવેફર ખાનારને અનંતકાયની વિરાધનાનું પ્રાયશ્ચિત અપાય છે, પણ બીજી વનસ્પતિ ખાનારને નહીં. હકીકતમાં તો દરેક વનસ્પતિની પ્રથમ કૂંપળ નિયમા અનંતકાય હોવાથી, અનંતકાયની વિરાધના તેમાં પણ અનિવાર્યપણે થાય છે જ.

આ મર્યાદાનો નિર્ણય શી રીતે કરવો ?

તો એવું જણાય છે કે,

1. જે વસ્તુનો ઉપભોગ કરવા છતાં જે વ્યક્તિને જે પ્રકારની આશંસા કે અનુમતિના પરિણામ હોવાની કે ઊભા થવાની સંભાવના લગભગ નહીંવત્ છે, તે પ્રકારની વિરાધનાનો દોષ વ્યવહારથી પણ ગણાતો નથી...
   જેમ કે, નિર્દોષ ગોચરી વાપરવા છતાં સાધુને રસોઈ બનાવવામાં થતી વિરાધનાની; ઉપર જણાવ્યું તેમ ગૃહસ્થને વનસ્પતિમાં પ્રથમ કૂંપળ રૂપ અનંતકાયની વિરાધનાની...
2. જેની ઉત્પત્તિ, નજીકના ક્ષેત્ર–કાળમાં થઈ હોય, તેનો ઉપભોગ કરવામાં આશંસા – અનુમતિની સંભાવના ઘણી વધુ છે; તેથી વ્યવહારથી તેનો દોષ ગણાય છે. જેમ કે બટેટાવેફર વગેરે... આ ન્યાયથી જ યોગશાસ્ત્રમાં હાથીદાંતને ઉત્પત્તિ સ્થાને જઈને લેવાનો નિષેધ છે.
3. જેમાં ઉપભોગના કારણે જ પુનઃ હિંસાનો પ્રસંગ ઊભો થવાની ઘણી સંભાવના હોય, અને તેની ઉપભોક્તાને જાણ હોય, ત્યારે વ્યવહારથી તે દોષ ગણાય છે. જેમ આધાકર્મી જાણવા છતાં વાપરનાર સાધુને....

અલબત્ત, સમાન પ્રકારનો વ્યવહાર પણ જુદી જુદી વ્યક્તિને જુદા જુદા પરિણામ ઉત્પન્ન કરે છે; છતાં વ્યવહાર તો સમગ્ર સંઘમાં એક જ પ્રવર્તાવાય છે, અને તેમાં નિયામક જિનવચન / પૂર્વાચાર્યોનાં વચન / ગીતાર્થ–બહુશ્રુતનાં વચન / પ્રમાણભૂત આચરણા જ હોય છે. હંમેશા તર્ક તેનો નિયામક નથી.

એટલે જ યજ્ઞાદિની હિંસા ત્યાજ્ય, પુષ્પપૂજાદિની હિંસાને ઉપાદેય માનવામાં છેલ્લે ઐદંપર્ય તો જિનાજ્ઞા જ માનવામાં આવ્યું છે.

એટલે જ સારભૂત નિશ્ચય એ જ રહે છે કે

- વ્યક્તિગત રીતે – નિશ્ચયનયથી – અપેક્ષા/અનુમતિ જ દોષરૂપ છે; ઉપભોગ અકિંચિત્કર છે.
- વ્યવહારનયથી – જિનવચન / બહુશ્રુતવચન / પરંપરાનુસારે જ્યાં અપેક્ષા – અનુમતિની સંભાવના માનીને દોષ મનાયો છે, તે પ્રવૃત્તિ પણ દોષરૂપ છે.

પૂર્વાચાર્યોએ, માંસાદિભક્ષણમાં જીવહિંસાનો દોષ બતાવ્યો છે. બટેટાવેફરના ભક્ષણમાં અનંતકાયની હિંસાનો દોષ, સર્વમાન્ય પરંપરાથી માન્ય છે. પણ કોઈ શાસ્ત્રવચન / પરંપરાથી અનાજની ઉત્પત્તિ – ખેતી, વસ્ત્રોની ઉત્પત્તિ – સાળ વગેરેના દોષની વાત જાણવામાં આવી નથી... માંસભક્ષણમાં પંચેન્દ્રિયવધનું પ્રાયશ્ચિત અપાય છે; અનાજના ભક્ષણમાં ખેતીજન્યહિંસાનું પ્રાયશ્ચિત અપાતું હોય, તેવું જાણ્યું નથી..... એટલે, અનાજ –વસ્ત્રાદિના ઉપભોગમાં, તેની ઉત્પત્તિની હિંસાનો દોષ વ્યવહારથી ગણવો યોગ્ય નથી જણાતો....

વ્યક્તિવિશેષને, અમુક ચોક્કસ બ્રાન્ડનું જ વસ્ત્ર જોઈએ, તેવો આગ્રહ હોય, તો તે બ્રાન્ડના વસ્ત્રની ઉત્પત્તિની અપેક્ષા/અનુમતિ હોવાથી દોષરૂપ બનશે, એ નિઃસંદેહ છે.

# જોગે જોગે જિણસાસણંમિ

जोगे जोगे जिणसासणंमि, दुक्खक्खयापउंजंते |
एक्केकंमि अणंता वट्टंता केवलि जाया || (ઓઘનિર્યુક્તિ)

અર્થ: જિનશાસનના પ્રત્યેક યોગમાં વર્તતા અનંતા આત્માઓ કેવળજ્ઞાન પામ્યા છે.

આ પંક્તિનો પરમાર્થ વિચારવો છે.

શું આનો અર્થ એવો થાય, કે દરેક યોગનું ફળ સરખું છે ?

અથવા દરેક યોગનું સામર્થ્ય સરખું છે ?

જો એમ કરીએ તો પછી ઘણી આપત્તિ આવશે.

1. કોઈપણ પાપનું પ્રાયશ્ચિત – એક જ આવશે. કારણકે બધી આરાધનાનું સામર્થ્ય સરખું જ છે.
   તો બધાને માત્ર ૧ નવકાર ગણવાનું જ પ્રાયશ્ચિત આપવાનું !
2. ઉપવાસ વગેરે તપશ્ચર્યા કરવાનો કોઈ અર્થ જ નહીં રહે – કારણકે ઉપવાસ કે માસક્ષમણ જેટલી જ તાકાત, નવકારશીમાં પણ છે જ !
3. કાયોત્સર્ગ, પરિષહને સહન કરવા વગેરે પણ નિરર્થક બનશે, કારણકે બેઠાં બેઠાં જાપ કરવામાં પણ તેટલું જ સામર્થ્ય છે.

આવી અગણિત આપત્તિઓ આવશે. જિનશાસનની આખી વ્યવસ્થા જ ભાંગી પડશે. એટલે એવું તો માની શકાય જ નહીં.

તો પછી આ પંક્તિનો અર્થ શો ?

પરમાર્થ આ છે – જિનશાસનના પ્રત્યેક યોગમાં, ક્ષપકશ્રેણિને યોગ્ય ભાવોને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે.

પણ એ ભાવોની ઉત્પત્તિ, બીજા અનેક પરિબળોને આધીન છે. જેમ પ્રથમ સંઘયણ, કર્મભૂમિ, ચોથો આરો જેવા દ્રવ્ય–ક્ષેત્ર–કાળ જોઈએ; તેમ વીર્યનું અનિગૂહન, ઔચિત્યપાલન, શુદ્ધ લક્ષ્ય વગેરે પણ જોઈએ.

એટલે વીર્યનું નિગૂહન કરીને નવકારશી વગેરે થાય; તો તેવા ભાવો ન જ ઉત્પન્ન થાય..

હકીકત એ છે કે, આ નિશ્ચયનયનું વચન છે.

દરેક યોગની શક્તિ નિશ્ચયનયથી સમાન છે.

વસ્તુત: તો જ્યાં વીર્યનું નિગૂહન કે ઔચિત્ય પાલન ન વગેરે હોય, ત્યાં નિશ્ચયનયથી યોગ જ નથી !

તેનું વ્યવહાર નયથી અર્થઘટન કરીને કોઈપણ બે યોગની સમાનતા માનવી કે કહેવી; તે જિનવચન–અનભિજ્ઞતા છે, ઐદંપર્યનું અજ્ઞાન છે.

ઐદંપર્ય ગુરૂગમથી થતા અભ્યાસથી મળે છે, ગુરૂકૃપાથી થતા ક્ષયોપશમથી મળે છે, ઊંડાણ સુધી પહોંચવાના ધીરજપૂર્વકના પુરુષાર્થથી મળે છે.

તેવું બધું ન હોય,તો ઘણાં શાસ્ત્રોના વાંચનથી પણ ઐદંપર્ય મળતું નથી. અને ઐદંપર્યનો બોધ ન હોય – તો ખરી બહુશ્રુતતા કે ગીતાર્થતા નથી; પોથી પંડિતાઈ છે.

આ જ પંક્તિ માટે બીજી એ પણ વાત વિચારવાની છે કે, અન્યલિંગસિદ્ધ, સ્વલિંગસિદ્ધના અસંખ્યાતમાભાગે છે. એટલે અતીતકાળમાં અનંતા સ્વલિંગસિદ્ધ થયા, તો અનંતા અન્યલિંગસિદ્ધ પણ થયા.

તો પછી जिणसासणंमि એમ કેમ કહ્યું ? બીજા દર્શનના યોગમાં પણ અનંત આત્માઓ કેવળજ્ઞાન પામ્યા જ છે ને ? તો તેનું કારણ આ છે →

આ શ્લોક દ્વારા શાસ્ત્રકાર, દરેક યોગ પ્રત્યે રૂચિ ઉત્પન્ન કરાવવા માંગે છે; કોઈ યોગની ઉપેક્ષા ન કરવી – તેવું જણાવવા માંગે છે; સામર્થ્યના અભાવમાં વિશેષ યોગ આરાધી ન શકાતો હોય, તો આશ્વાસન આપવા માંગે છે.

આ બધું વ્યવહારથી જિનશાસનના યોગમાં જ કરવાનું છે. અન્ય દર્શનના યોગો ઉપાદેય તો નથી જ....

એટલે જ जिणसासणंमि પદ મૂક્યું છે.

ત્રીજી વાત એ પણ વિચારવાની છે કે →
યોગ એટલે શું ? મન–વચન–કાયાની પ્રવૃત્તિ, કે આધ્યાત્મિક ક્રિયા ?
મન–વચન–કાયાની પ્રવૃત્તિ એવો અર્થ કરીએ, તો जिणसासणंमि એવું પદ વ્યર્થ બની જાય..
એટલે આધ્યાત્મિક ક્રિયા, એવો જ અર્થ કરવાનો છે.
પ્રત્યેક જિનશાસનાંતર્ગત ક્રિયામાં રહેલા અનંત આત્માઓ મોક્ષમાં ગયા છે – એ જ ભાવ વ્યક્ત થાય છે.

---

## પ્રશસ્ત / અપ્રશસ્ત રાગ

દીક્ષાની ઈચ્છા પ્રશસ્ત એટલા માટે છે કે તે વાસ્તવમાં બીજી ઘણી (અપ્રશસ્ત) ઈચ્છાઓ – (ધન–અભારણ વગેરેની) નો નાશ કરનાર છે.
તેમ જે રાગ, બીજા અનેક રાગોને તોડનાર હોય, તે પ્રશસ્ત ગણાય.
પ્રભુવચન પરનો રાગ, તેના દાતા દેવ–ગુરૂ પરનો રાગ, તેના આરાધકો – આરાધનામાં સહાયકો પરનો રાગ, બીજા અનેક રાગોને તોડનાર છે, (કારણકે પ્રભુવચનોનું ઐદંપર્ય જ રાગના નાશનું છે.) એટલે એ બધા રાગ પ્રશસ્ત છે.

થોડું ઊંડાણથી આ બાબતે વિચારીએ,
ગુરૂ સારી ગોચરી વપરાવે છે, બધી અનુકૂળતા પોષે છે – તે રૂપે જ ગુરૂ પર રાગ થાય – તો તે વાસ્તવમાં પ્રશસ્ત નથી; કારણકે અપ્રશસ્ત રાગની વૃદ્ધિ જ થઈ રહી છે.
હા, બાળજીવને ગુરૂ તે રીતે પણ પોતાના પર રાગ ઊભો કરાવે – તેની ઈચ્છાઓને સંતોષે – પછી તે રાગનો ઉપયોગ કરીને જ તેને માર્ગ પર ચડાવે, બીજા રાગો ઘટાડાવે, તેવું બને છે. તે આક્ષેપિણી કથા રૂપે શાસ્ત્રકારોએ ઉપાદેય બતાવ્યું છે.
આમાં શરૂઆતનો રાગ અપ્રશસ્ત છે, છતાં તેના વિષયભૂત ગુરૂ ગુણવાન્ હોવાથી, પરંપરાએ તે પ્રશસ્તમાં પરિણમી શકે છે.
છતાં પહેલેથી તે રાગને પ્રશસ્ત ન કહેવાય, કારણકે સહુનામાં તેવું પરિણામ આવે જ, તે સંભવિત નથી.

જેવું વ્યક્તિ પરના (સ્નેહ)રાગમાં છે, તેવું જ વસ્તુ પરના (કામ) રાગમાં બને છે.
જેને ધન પર રાગ છે, તેને ગુરૂ ધનાર્જનના ઉપાયો બતાવી ને આક્ષેપિણી કથા દ્વારા પોતાના તરફ આકર્ષે, અને ધર્મમાર્ગે ચડાવી દે – તેવું સંભવે છે.
છતાં તે ધનનો રાગ પ્રશસ્ત નથી જ ગણાતો.
જેને સંગીત (શબ્દો) પર રાગ છે, તેને તેના દ્વારા આકર્ષી, પ્રભુના ગુણો ઓળખાવાય –

તેના પ્રત્યે આકર્ષિત કરાય, તેવું બની શકે છે.

છતાં શબ્દોનો રાગ પ્રશસ્ત નથી જ ગણાતો.

જો કે ગુરૂ, વિષય તરીકે સ્વરુપથી ગુણગાન્ છે, એટલે તેમના પરના (વાસ્તવિક રીતે) અપ્રશસ્ત રાગને, ઉપચારથી પ્રશસ્ત કહી શકાય, કારણકે ગુણવાન્ ગુરૂ પ્રાય: તેને પ્રશસ્તમાં પરિણમાવે.

પણ ધન, શબ્દો વગેરે પરનો રાગ તો તેના વિષયભૂત દ્રવ્યો સ્વરૂપથી ગુણહીન હોવાથી ઉપચારથી પણ પ્રશસ્ત કહેવા યોગ્ય નથી.

**શંકા:** ભક્તિ–સંગીત, પ્રતિમા–જિનાલયની સુંદરતા સ્વરૂપથી પ્રશસ્ત ન કહેવાય ? તો તેના પરનો રાગ ઉપચારથી પ્રશસ્ત ના કહેવાય ?

**સમાધાન:** જેને માત્ર ઈન્દ્રિયના આકર્ષક વિષયરૂપે જ તેના પર રાગ થાય, તેને તે પ્રશસ્તમાં પરિણમે તેવું ઓછું સંભવિત છે. છતાં તે અસંભવ તો નથી જ. તેના માધ્યમે પણ ગુણ પ્રત્યે આકર્ષણ ઊભું થઈ શકે છે, એટલે જ તે ઉપાદેય છે.

એટલે તેના પરનો રાગ, ઉપચારથી પ્રશસ્ત કહી શકાય. પણ તે ગુરૂ પરના રાગ જેવો નથી, કારણકે ગુરૂ જીવંત છે, આપણી પાત્રતા વિકસાવી શકે છે. સંગીત વગેરે સ્વયં આપણી પાત્રતા વિકસાવી નથી શકતા, માત્ર આકર્ષી શકે છે.

એટલે આ ઉપચાર પૂર્વોક્ત કરતાં વધુ અશુદ્ધ છે.

એટલું જ નહીં, ગુરૂ પરનો રાગ, કદાચ અનુકૂળત્વેન જ હોય, તો પણ તે સ્વયં નુકસાનકારી બને, તેવી શક્યતા ઓછી છે.

ઈન્દ્રિયના વિષયો પરનો રાગ તો નુકસાનકારી પણ બની શકે, ભલે તેનો વિષય સ્વરૂપથી સારો હોય.

જેમ કે જૈનેતર વ્યક્તિ દૂરથી ભક્તિ–સંગીત સાંભળે, માત્ર શ્રવણનો આનંદ લે, તો તેના માટે તે લાભકર તો નથી જ. રાગના સંસ્કાર વધારવા દ્વારા, કર્મબંધ દ્વારા અહિતકર પણ બને.

પૂ.આ.શ્રી પ્રેમસૂરિજી મ. એટલે જ પૂજાદિમાં સાધુઓને જવાનો નિષેધ કરતા હતા.

**સ્નેહરાગનો વિચાર કરીએ.**

1. સ્વાર્થપોષકત્વેન હોય. જેમ કે દંપત્તિનો. વાસ્તવમાં તે કામરાગજનિત, કામરાગપોષક જ છે, અપ્રશસ્ત છે, અહિતકર છે.
2. ગુણપ્રાપકત્વેન હોય. જેમ કે શિષ્યનો ઉપકારી ગુરૂ પરનો. એ પ્રશસ્ત છે, હિતકર છે.
3. વ્યક્તિત્વેન હોય. કોઈ બીજાથી પ્રયુક્ત ન હોય. જેમ કે પુત્ર પર માતાનો.

ત્રીજા પ્રકારનો સ્નેહરાગ તારક પણ બની શકે. જેમ કે નેમ–રાજુલ, વીર–ગૌતમ, ઋષભદેવ ભ.–શ્રેયાંસ કુમાર.

જેના પર સ્નેહરાગ છે, તે વ્યક્તિ ગુણવાન્ હોય, હિતેચ્છુ હોય, તો તારક બને.
એમ, મારક પણ બની શકે. જો વિષયભૂત વ્યક્તિ ગુણહીન હોય તો તેને હિતરૂપે લૌકિક સુખ જ અભિપ્રેત હોવાથી પાપમાં ખેંચી જાય, જેમ કે પાપી મિત્રો.
એટલે, વ્યક્તિત્વેન સ્નેહરાગ હોય ત્યાં પ્રશસ્ત–અપ્રશસ્તતાનો નિર્ણય, વિષયથી થાય, ઉપચારથી પ્રશસ્ત કહી શકાય.
સ્વાર્થપોષકત્વેન થયેલો સ્નેહરાગ, વ્યક્તિત્વેન રાગરૂપ બને, તો જ પ્રશસ્ત બની શકે, અન્યથા નહિ.

**કામરાગનો વિચાર કરીએ.**
તે તો સદા અનુકૂળત્વેન જ હોવાથી વાસ્તવિક રૂપે અપ્રશસ્ત જ છે.
પણ જ્યાં તેના વિષયભૂત દ્રવ્ય, ગુણ–ગુણી તરફ લઈ જનાર હોય, ત્યાં અશુદ્ધ ઉપચારથી પ્રશસ્તતા માની શકાય.

**દૃષ્ટિરાગનો વિચાર કરીએ.**

1. મારી બુદ્ધિમાં બેસે તે જ માનવું – બીજું નહીં. આવો દૃષ્ટિરાગ તો કદાપિ પ્રશસ્ત બનતો નથી.
2. કુળપરંપરાથી જે મળ્યું, તે માનવું. આવો દૃષ્ટિરાગ જો કુળપરંપરાથી (સ્વરુપથી) શુદ્ધ ધર્મ મળ્યો હોય, તો વિષય પ્રશસ્ત હોવાથી ઉપચારથી પ્રશસ્ત માની શકાય, કારણકે આગળ જતાં શુદ્ધ ધર્મ–ધર્મીના સંપર્કથી શ્રદ્ધામાં પરિણમી શકે.
   એટલે જ જૈન ધર્મના અન્ય ગ્રંથોમાં રહેલા ભદ્રિક પરિણામીને સમ્યક્ત્વનો એકાંત નિષેધ આપણે કરતા નથી.
   ધર્મપરીક્ષામાં મહો.જી એ આ દૃષ્ટિરાગને આભિગ્રહિક મિથ્યાત્વ રૂપ કહ્યો છે.
3. 'ઘણાં' લોકો કરતાં હોય તે સાચું, આવો દૃષ્ટિરાગ પ્રાય: અપ્રશસ્તવિષયક બનવાથી અપ્રશસ્ત છે.
   હા, સ્વરૂપથી શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થયા પછી, તેની અંદર રહીને આવો દૃષ્ટિરાગ હોય, તો પ્રશસ્તવિષયક હોવાથી પ્રશસ્ત બની શકે.
4. 'ગુણવાન્ ગુરૂપરંપરાથી મળ્યું, તે જ સાચું'. આને દૃષ્ટિરાગ ન કહેતાં શ્રદ્ધારૂપ જ કહેવાય. પણ, ત્યાં સત્યાસત્યની પરીક્ષા / સ્યાદ્વાદ પરિણતિ ન હોય, તો 'દર્શનગ્રહ' રૂપ શાસ્ત્રકારે કહ્યો છે, જે ભાવનાજ્ઞાનમાં પ્રતિબંધક બની શકે. તેથી તેને દૃષ્ટિરાગ કહીએ તો પણ પ્રશસ્ત જ કહેવાય.

સ્યાદ્વાદ પરિણતિ, સર્વ નયથી વિચારીને સત્યાસત્યનો નિર્ણય એ દૃષ્ટિરાગનો સર્વથા અભાવ કહેવાય.

# પુરૂષાર્થ ચડે કે કર્મ ?

અતિ પ્રસિદ્ધ પ્રશ્ન છે.

જવાબ છે, સંસારના ક્ષેત્રે કર્મ બળવાન્ છે; ધર્મના ક્ષેત્રે પુરૂષાર્થ.

તરત પ્રશ્ન થશે, આવું કેમ ?

તો કારણ આ છે.

સંસારના ક્ષેત્રની સફળતા, મોહનીય સિવાયના ૭ કર્મોના ઉદય– ક્ષયોપશમને આધીન છે.

સંપત્તિની પ્રાપ્તિ : લાભાંતરાય કર્મના ક્ષયોપશમને આધીન છે.

શરીરનું બળ : વીર્યાંતરાયના ક્ષયોપશમને આધીન છે.

સ્મૃતિ/સમજણ: જ્ઞાનાવરણ–દર્શનાવરણના ક્ષયોપશમને આધીન છે.

રૂપ – કંઠ વગેરે : નામકર્મના ઉદયને આધીન છે.

આરોગ્ય : શાતાવેદનીયના ઉદયને આધીન છે.

આ બધા કર્મો પુરૂષાર્થથી સાધ્ય પ્રાયઃ નથી હોતા...

કમાણીનો પુરૂષાર્થ કરવા માત્રથી લાભાંતરાયનો ક્ષયોપશમ થઈ જ જાય તેવું નથી.

કસરત કરવાથી વીર્યાંતરાયનો ક્ષયોપશમ થઈ જ જાય તેવું નથી.

દવા લેવાથી શાતાવેદનીયનો ઉદય થઈ જ જાય તેવું નથી.

અલબત્ત, દ્રવ્ય–ક્ષેત્ર વગેરે પણ કર્મના ઉદય–ક્ષયોપશમને અસર કરે છે, એટલે ક્યારેક પુરૂષાર્થથી કર્મનો ઉદય–ક્ષયોપશમ થાય પણ છે; પણ તેમાં પ્રધાનતા કર્મની જ રહે છે... પરિણામ કર્મને જ આધીન રહે છે.

ધર્મ ક્ષેત્રની સફળતા મોહનીય કર્મના ક્ષયોપશમને આધીન છે.

ક્ષમા : ક્રોધ – મોહનીયના ક્ષયોપશમને આધીન છે.

બ્રહ્મચર્ય : વેદ – મોહનીયના ક્ષયોપશમને આધીન છે.

શ્રદ્ધા : મિથ્યાત્વ – મોહનીયના ક્ષયોપશમને આધીન છે.

વિરતિ : પ્રત્યાખ્યાતનાવરણ કષાય મોહનીયના ક્ષયોપશમને આધીન છે.

અને મોહનીયકર્મ પ્રાયઃ પુરૂષાર્થથી સાધ્ય હોય છે.

ક્રોધ મોહનીયનો ઉદય થઈ રહ્યો હોય તો 'મારે ક્રોધ નથી જ કરવો' આવો દૃઢ સંકલ્પ, ક્રોધના નુકસાનોથી આત્માને ભાવિત કરવા વગેરે પુરૂષાર્થથી તેને અટકાવી શકાય છે.

વ્રત–નિયમના ફાયદા જાણી–સમજીને, ઉત્સાહ જગાડીને વ્રત લઈ શકાય છે.

આવું બધા જ ગુણો–દોષનાશ માટે સમજી શકાશે.

આમ મોહનીય કર્મના ઉદયને ઈચ્છા–ભાવના–સંકલ્પ વગેરે વડે નિષ્ફળ કરી શકાતો હોવાથી, ધર્મક્ષેત્રમાં પુરૂષાર્થ પ્રધાન બને છે.

આ રીતે ઈચ્છા–સંકલ્પ વગેરે માત્રથી શાતાવેદનીયના ઉદયને લાવી શકાતો નથી કે જ્ઞાનાવરણના ઉદયને નિષ્ફળ કરી શકાતો નથી.. એ તો બહુ સ્પષ્ટ છે.

હા, જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ પુરૂષાર્થથી સંભવિત બની શકે, પણ પ્રચંડ પુરૂષાર્થ જોઈએ, ઈચ્છા માત્રથી તો ન જ થાય.

**એટલે સંસારના ક્ષેત્રે કર્મ પ્રધાન છે, ધર્મના ક્ષેત્રે પુરૂષાર્થ પ્રધાન છે.**

એટલે, ધર્મક્ષેત્રમાં 'ઈચ્છા થશે – ઉલ્લાસ જાગશે તો કરશું....' આવો વિચાર એ જાત સાથેની છેતરપિંડી છે. કારણકે ધર્મની ઈચ્છા કદી સ્વયં જાગતી નથી, પુરૂષાર્થ (સમજણ, ભાવના વગેરે) દ્વારા જગાડવી પડે છે.

ઘણા એવું વિચારે છે કે 'ઉદયમાં આવશે ત્યારે દીક્ષા લઈશું.' તેમને કહેવાનું કે – આ રીતે રાહ જોશો, તો અનંતભવે પણ ઉદયમાં નહીં આવે. દીક્ષા, ઉદયમાં લાવવાની ચીજ છે, આવવાની નહીં. કોઈપણ સાધુ–સાધ્વીને પૂછશો તો જણાશે કે તેમણે જિનવાણીનું શ્રવણ, વાંચન, ચિંતન, ગુરૂ પાસે રહેવું વગેરે પુરૂષાર્થ કર્યો તો દીક્ષાની ભાવના થઈ, દૃઢ સંકલ્પ થયો, એમને એમ નહીં.

કોઈક વિરલ જીવ એવો હોય કે પૂર્વભવમાં પ્રકૃષ્ટ સાધના કરીને વૈરાગ્યના સંસ્કારો મજબૂત કર્યા હોય તો તેને સહજ વૈરાગ્ય જાગે. બાકી તો અનંતકાળના રાગાદિના સંસ્કારો જ દૃઢ હોવાથી પાપની ઈચ્છાઓ જ સહજ બને છે. ધર્મ માટે પુરૂષાર્થ કરવો પડે છે.

તેમ કોઈક જીવને નિકાચિત મોહનીયના કર્મનો ઉદય હોય તો ગમે તેટલા પુરૂષાર્થ છતાં ધર્મ ન કરી શકે તેવું પણ બને. પણ તેવા જીવો પણ કોઈક જ હોય.

હા, મોહનીય કર્મ જેટલું બળવાન હોય, તેટલા પ્રમાણમાં પુરૂષાર્થની તીવ્રતા જરૂરી બને. નહીં તો કર્મ સફળ બને...

આ પદાર્થના સંદર્ભમાં બીજી પણ એક વાત સમજવાની છે. મોહનીય કર્મના ઉદયથી જે ઈચ્છાઓ થાય તેના માટે અપવાદ માર્ગ નથી હોતો. અન્ય કર્મોના ઉદયમાં આર્તધ્યાનાદિ થાય તેના નિવારણ માટે અપવાદ હોય છે.

જેમ કે, ભૂખ, ક્ષુધા વેદનીયના ઉદયથી લાગે છે. જો સાધુને નિર્દોષ ગોચરી મળે જ નહીં, તો ભૂખ શમાવવા, દોષિત ગોચરી પણ વાપરવા રૂપ અપવાદ માર્ગ બતાવ્યો છે. પણ, કોઈક સાધુને કેરીનો રસ વાપરવાની ઈચ્છા થઈ; તો નિર્દોષ 'રસ' ન મળે, તો દોષિત વાપરવાનો અપવાદ નથી.

આનાં બે કારણ છે.

1. ઉપર જણાવ્યું તેમ, ક્ષુધા વેદનીયનો ઉદય, ઈચ્છા – પુરૂષાર્થથી સાધ્ય નથી. એટલે ખોરાક વિના તે શાંત ન જ થાય; આર્તધ્યાન વધતું જાય. તેથી તેના નિવારણ માટે અપવાદ માર્ગ છે.
   કેરીના રસની ઈચ્છા તો કષાય મોહનીયના ઉદયથી થાય છે. ' હું સાધુ છું – મને આવી ઈચ્છા ન શોભે... આમાં દોષ છે... રાગ થાય... અનેક જીવો જિંદગીમાં કેરી ચાખતા પણ નથી...' વગેરે ભાવના વડે, તે ઈચ્છાને શાંત કરી શકાય છે. એટલે તેના માટે દોષિત રસ વાપરવા રૂપ અપવાદ નથી, પુરૂષાર્થ દ્વારા જ ઈચ્છા શાંત કરવાની છે.
2. ક્ષુધા વેદનીયના ઉદયથી લાગેલ ભૂખ, ખાવાથી શાંત થઈ જાય... ખાવાથી વેદનીય કર્મ વધે જ, તેવો નિયમ નથી... કેરીનો રસ વાપરવામાં તો રાગ થવાથી નવું મોહનીય બંધાય. કદાચ તે ક્ષણે તે ઈચ્છા શાંત થઈ જાય; પણ રાગ વધુ પુષ્ટ થવાથી પુનઃ તેના સંસ્કાર જાગ્રત થાય, અને ફરી તેની ઈચ્છા થાય. એટલે રસ વાપરવાથી આર્તધ્યાનનું નિવારણ થતું નથી; રાગ રૂપી આર્તધ્યાન વધે જ છે.
   હા, સામાન્ય ભૂખમાં પણ આર્તધ્યાન થાય તો તે શરીરની સુખશીલતા – રાગજન્ય છે. તેને ભાવનાથી શાંત કરી શકાય, કરવું જોઈએ. પણ તીવ્ર ક્ષુધાના ઉદયમાં તેવું સંભવિત નથી. એટલે જ કેવલિ પણ આહાર કરે છે. અનશનીને પણ તીવ્ર ક્ષુધાના ઉદયમાં આર્તધ્યાન થાય તો નિવારણ કરવાનો અપવાદ છે.

આ પદાર્થ મહત્ત્વનો સમજવા જેવો છે. આર્તધ્યાનના નામે અપવાદની છૂટ લઈ લેતાં / માગતાં પહેલા, તે આર્તધ્યાન શેના કારણે છે, તે વિચારવું જરૂરી છે. અન્યથા કહેવાતો અપવાદ, વાસ્તવમાં ઉન્માર્ગ બની જશે.

કેટલાક વિશિષ્ટ સંયોગોમાં મોહનીય કર્મના ઉદયથી થયેલું આર્તધ્યાન પણ એકાદ વાર ઈચ્છા પૂરી કરવાથી શમી જશે, તેવું લાગે તો તેના માટે ગીતાર્થો અપવાદ આચરે, જેમકે બાળમુનિની કોઈક હઠ...

---

## સૂત્ર મહાન્ કે અર્થ ?

સામાન્ય માન્યતા એવી પ્રવર્તે છે કે સૂત્ર મહત્ત્વનું છે; અર્થનું મહત્ત્વ સૂત્રની અપેક્ષાએ ઓછું છે..
વાસ્તવિકતા તેવી નથી.
**જિનશાસનમાં સૂત્ર કરતાં અર્થ મહાન્ છે.**
1. તીર્થંકર ભગવંતો 'અર્થ' નું જ પ્રકાશન કરે છે. તે 'અર્થ' ના આધારે ગણધર ભગવંતો સૂત્રની રચના કરે છે.

આનો ક્રમ આવો છે.

તીર્થંકર પરમાત્માને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી પ્રથમ {મહાવીર સ્વામી ભગવાનને બીજી થઈ, તે અચ્છેરું છે.} દેશનામાં ગણધર થનારા (ગણધર નામકર્મ નિકાચિત કરેલા) આત્માઓ પ્રતિબોધ પામીને દીક્ષા લે છે. દીક્ષા લીધા પછી પરમાત્માને પ્રશ્ન કરે છે – भयवं किं तत्तं ? (હે ભગવન્ ! આ જગતમાં તત્ત્વ–પદાર્થ શું છે ?) પરમાત્મા ત્રણ વાકયમાં તેનો ઉત્તર આપે છે. उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा {આ ત્રણ પદોના વિસ્તૃત અર્થ – એ નવો વિષય છે.} એ ત્રણ વાકયથી ગણધર ભગવંતો સમસ્ત પદાર્થને સમજી લે – તેવો જ્ઞાનવરણ કર્મનો ક્ષયોપશમ તેમને થાય છે. અને તેના પરથી તેઓ દ્વાદશાંગી(દ્વાદશ = બાર, અંગી = અંગનો સમૂહ) રૂપ સૂત્રોની રચના કરે છે. તેમાં સૌ પ્રથમ બારમું અંગ(દૃષ્ટિવાદ), જેમાં ચૌદ પૂર્વો આવે, તેની સંસ્કૃતમાં રચના કરે છે. ત્યારપછી અગિયાર અંગોની પ્રાકૃતમાં રચના કરે છે.

2. 'અર્થ' સદા માટે સમાન એક રહે છે(નિત્ય છે). સૂત્ર બદલાયા કરે છે.

મહાવીર સ્વામી ભગવંતના ૧૧ ગણધરોના ૯ ગણ છે. ગણ એટલે એક સરખા સૂત્ર ધરાવનાર સાધુઓનો સમુદાય... એ નવે ગણની દ્વાદશાંગી અલગ–અલગ હતી...

જો કે, સુધર્માસ્વામી ભગવંત સિવાયના ગણધર ભગવંતો, નિર્વાણ સમયે પોતાના શિષ્યો, સુધર્માસ્વામીને સોંપીને ગયા. એટલે માત્ર સુધર્માસ્વામી ભગવંતની દ્વાદશાંગી ટકી. બીજા બધા ગણધરોની દ્વાદશાંગીનો લોપ થયો...

એટલે, જેમ અત્યારે જેટલા પણ સાધુ ભગવંતો છે, તે બધા સુધર્માસ્વામી ભગવંતની પરંપરાના છે;

તેમ જે પણ શ્રુતજ્ઞાન છે, તે બધું સુધર્માસ્વામી ભગવંતના આગમોમાંથી નીકળેલું છે.

એટલે જ આચારાંગ વગેરે સૂત્રોમાં જ્યાં એવી પંક્તિ આવે કે "હું કહું છું" (त्ति बेमि) ત્યારે તેનો અર્થ એવો જ કરાય છે કે – સુધર્માસ્વામી ભગવંત, જંબૂસ્વામીને કહી રહ્યા છે.. ચોવીસે તીર્થંકરોના શાસનમાં દ્વાદશાંગીના સૂત્રો જુદા હોવા છતાં, અર્થ સમાન જ હોય છે. એટલું જ નહીં – અનંત ભૂતકાળમાં થઈ ગયેલા, ભવિષ્યકાળમાં થનારા અને વર્તમાનમાં વિચરતા બધા અરિહંતના શાસનની દ્વાદશાંગીનો અર્થ સમાન જ હોય છે.

{અહીં 'અર્થ ' એટલે પદાર્થ–તત્ત્વ... જેમ કે – નરક ૭ છે, દેવલોક ૧૨ છે, કર્મ ૮ છે.... ઇત્યાદિ.}

3. ગણધર ભગવંતો દ્વારા થતી સૂત્રરચનાનું પ્રયોજન, વાસ્તવમાં અર્થનું ગ્રહણ–ધારણ–પ્રદાન સરળ કરવાનું જ હોય છે. આવશ્યક નિર્યુક્તિ ગ્રંથમાં શાસ્ત્રકાર

ભગવંતે ખૂબ સુંદર ઉપમા દ્વારા આ વાત સમજાવી છે.

તીર્થંકર ભગવંતો અર્થ રૂપી ફૂલોનો વરસાદ વરસાવે છે. ગણધર ભગવંતો તેને ઝીલે છે.

પણ તેને પકડી રાખવા કે બીજાને આપવા સહેલા નથી. પડી જવાની શક્યતા રહે.

એટલે – સરળતાથી પકડી શકાય – બીજાને આપી શકાય – તે માટે ગણધર ભગવંતો સૂત્ર રૂપી દોરામાં તે અર્થને ગૂંથીને માળા બનાવે છે..!

{વાસ્તવમાં 'સૂત્ર' એ સંસ્કૃત શબ્દનો અર્થ 'દોરો' જ છે !}

4. સૂત્રની પ્રામાણિકતા – અર્થને આધીન છે; સ્વતંત્ર નથી.. અર્થાત્ જે સૂત્રનો અર્થ પ્રમાણભૂત (સાચો) હોય, તે સૂત્ર જ પ્રમાણભૂત બને છે...

જો અર્થ અપ્રમાણ બનતો હોય, તો સૂત્રને અશુદ્ધ માનવામાં આવે છે, અને શુદ્ધ સૂત્ર શોધવામાં આવે છે – અથવા તેનું શુદ્ધિકરણ જ્ઞાનીઓ દ્વારા કરવામાં આવે છે.

છાપકામ ૧૦૦–૧૫૦ વર્ષથી શરૂ થયું છે. તે પૂર્વે ગ્રંથો લહિયાઓ દ્વારા લખાતા હતાં. લહિયાઓ નકલ કરે ત્યારે તેમાં પુષ્કળ ભૂલો થાય જ – તે લગભગ નિયમ છે.

{૧૦૦ પાનાની ૧ હસ્તલિખિત પ્રતમાં ૫૦–૧૦૦ ભૂલ નીકળવી, તે અતિશય સામાન્ય ઘટના છે.}

હસ્તલિખિત પ્રતોમાંથી ગ્રંથનું સંપાદન કરીને મુદ્રણ માટે તૈયાર કરનારા મહાત્માઓ આ ભૂલોને શી રીતે શોધે અથવા સુધારે ? – અર્થના આધારે જ.

જ્યારે કોઈ પંક્તિનો અર્થ તેમને બેસતો નથી – તેવું લાગે, ત્યારે ત્યાં અશુદ્ધિનો નિર્ણય કરે, શુદ્ધ પાઠની કલ્પના કરે અને પછી બીજી હસ્તલિખિત પ્રતોમાં તેવો પાઠ ગોતે.. મળી આવે તો તે પ્રમાણે શુદ્ધ પાઠ મુદ્રણ માટે આપે.. {પ્રસિદ્ધ વિદ્વાન્ પૂ.મુ.શ્રી જંબૂવિજયજી મ., આ જ કાર્ય કરતા હતા.}

5. અર્થનું દાન આચાર્ય ભગવંતો કરે છે.

સૂત્રનું દાન ઉપાધ્યાય ભગવંતો કરે છે.

ઉપરના પદવાળાને અર્થદાનની જવાબદારી સોંપાઈ છે, તે અર્થની પ્રધાનતા બતાવે છે.

6. આચાર્ય ભગવંત પોતાનું આયુષ્ય પૂર્ણતાને આરે જાણીને કોને પોતાનું પદ સોંપે ? જો સૂત્ર–અર્થ બંનેના જ્ઞાની શિષ્ય હોય તો તેને સોંપે... પણ સૂત્ર–અર્થ બંનેના જ્ઞાની કોઈ ન હોય; એક શિષ્ય માત્ર સૂત્રના સારા જ્ઞાની હોય; બીજા શિષ્ય માત્ર અર્થના સારા જ્ઞાની હોય; તો અર્થના જ્ઞાનીને સોંપે; સૂત્રના જ્ઞાનીને નહીં..

{**શંકા:** સૂત્રના જ્ઞાન વિના અર્થનું જ્ઞાન શી રીતે હોય ?

**સમાધાન:** ધારણા ન કરે તો સૂત્રની સ્મૃતિ ન રહે; પણ સૂક્ષ્મબુદ્ધિના કારણે પદાર્થ

સમજી–ધારી સમજાવી શકે; તે સંભવી શકે છે...

કર્મગ્રંથની એક પણ ગાથા ન આવડતી હોવા છતાં, પદાર્થો સંપૂર્ણ કંઠસ્થ હોય, તેવા વિદ્ધાનો વિદ્યમાન છે.}

7. સૂત્રની આશાતનામાં જેટલું પ્રાયશ્ચિત છે; તેના કરતા અર્થની આશાતનામાં વધુ પ્રાયશ્ચિત છે..

   સૂત્રના અક્ષરોમાં ફેરફાર કરવો, તે સૂત્રની આશાતના છે. પદાર્થ બદલવો, તે અર્થની આશાતના છે...

આ બધાનો સાર એ જ છે કે **સૂત્ર કરતાં અર્થ મહાન્ છે.**

---

## તાત્પર્યાર્થ કે શબ્દાર્થ ?

માતા ઘરની બહાર જઈ રહી હતી, બાળક ઘરમાં એકલું રહેવાનું હતું. માએ કહ્યું 'જો બેટા, રસોડામાં દહીં પડ્યું છે; કાગડો ખાઈ ના જાય તેનું ધ્યાન રાખજે.' છોકરાએ હા પાડી. મા ગઈ. થોડીવાર પછી બિલાડી આવી, દહીં ખાવા લાગી. દીકરાએ જોવા છતાં અટકાવી નહીં.

કલાકેક રહીને મા ઘેર આવી. જોયું તો દહીં સફાચટ ! દીકરાને પૂછ્યું, 'દહીં ક્યાં ગયું?' 'બિલાડી ખાઈ ગઈ.' દીકરાએ જવાબ આપ્યો. 'તેં કેમ અટકાવી નહીં?' માએ પૂછ્યું. 'તમે તો કાગડો ખાઈ ન જાય તેનું ધ્યાન રાખવાનું કહ્યું હતું; બિલાડી ખાય તેનો ક્યાં વાંધો હતો ?' દીકરાએ જવાબ આપ્યો.

શું કહીશું આ દીકરાને? તેની વાત સાચી છે, છતાં ખોટી છે. સાચી એટલા માટે છે કે માએ કહ્યું તો કાગડાનું જ ધ્યાન રાખવાનું, જે તેણે કર્યું છે. ખોટી એટલા માટે છે કે માતાનું તાત્પર્ય તો દહીં સુરક્ષિત રાખવાનું હતું; કાગડો પ્રતીકરૂપ હતો. કાગડાની બદલે બીજું પણ કંઈ દહીં બગાડવા આવે તો બચાવવાનું હતું જ...જે તેણે નથી કર્યું.

શાસ્ત્રવચનોના અર્થ કરતી વખતે પણ એ વિચારવું જોઈએ કે તાત્પર્ય શું છે? માત્ર શબ્દો પકડીને તેના અર્થને પકડી રાખે અને "આમ જ કરવું જોઈએ, શાસ્ત્રમાં આમ જ કહ્યું છે." એમ માને, તે પેલા દીકરા જેવો જડ અને મૂર્ખ ન કહેવાય ?

કેટલાક દૃષ્ટાંતથી આ વાત વિચારીએ.

- શાસ્ત્રોમાં વિહાર કરતાં સાધુ આગાઢ બિમાર પડે, તો ગાડામાં લઈ જવાનું વિધાન છે. હવે માનો કે કોઈ સાધુને અકસ્માત થયો. તે વખતે સાથે રહેલ શાસ્ત્રો ભણેલા (!) સાધુ એમ કહે કે "શાસ્ત્રોમાં તો ગાડામાં જ લઈ જવાની વાત છે; તો હું ગાડામાં લઈ જવાની રજા આપીશ. એમ્બ્યુલન્સ કે કારમાં નહીં." તો ગાડું આવે ત્યાં સુધીમાં

કદાચ સાધુ મૃત્યુ પામી જાય, તેવું પણ બને. અને ત્યાં સુધી પીડા પણ સહન કરે...

- અહીં "ગાડા" દ્વારા શાસ્ત્રકારનું તાત્પર્ય શું છે? લોકો દ્વારા વપરાતું ઝડપી હેરફેરનું સાધન, કે જેના વડે સાધુને ઝડપથી નજીકના સ્થળે સારવાર માટે લઈ જઈ શકાય. અને તેને ચાલવા વગેરેનો પરિશ્રમ ન પડે. શાસ્ત્રોની રચના થઈ તે કાળે તેવું સાધન "ગાડું" હતું; એટલે શાસ્ત્રકારે "ગાડું" લખ્યું. વર્તમાનમાં તેવું સાધન "કાર" છે, એમ્બ્યુલન્સ છે, તો શાસ્ત્રકારે લખેલા "ગાડું" શબ્દનો તાત્પર્યાર્થ તો "કાર" કે "એમ્બ્યુલન્સ" જ થાય.. ત્યાં "ગાડું" પકડી રાખનાર, "કાર" નો વિરોધ કરનાર, શાસ્ત્રના તાત્પર્યાર્થને સમજ્યા નથી..
- બીજું દૃષ્ટાંત વિચારીએ. શાસ્ત્રમાં અમુક સંયોગોમાં સાધુ માટે પાતરા ને 'ગોમય' થી સાફ કરવાનું વિધાન છે. સંસ્કૃતમાં 'ગોમય' શબ્દનો અર્થ આમ તો 'છાણ' થાય છે. પણ છાણથી તો પાતરું સાફ થાય નહીં – ઉલ્ટું બગડે... શાસ્ત્રો રચાયા તે કાળે લોકો વાસણને માટી અને રાખથી સાફ કરતા હતા, તેથી 'ગોમય' નો અર્થ 'છાણની રાખ' કરવો જોઈએ. કારણકે તાત્પર્ય પાતરું સાફ કરવાનું છે.

  અને વર્તમાનકાળમાં તો રાખ મળવી દુર્લભ છે, કયાંકથી મંગાવવી પડે, જે વાહનમાં આવે તો સાધુના આચારની વિરુદ્ધ છે. તો વર્તમાનમાં લોકો જેનાથી વાસણ ધુએ છે, તે સાબુ પાવડરથી ધોવાનું જ તાત્પર્ય સમજવું જોઈએ. રાખ (કે છાણ !) નો જ આગ્રહ રાખનાર જડ જ ગણાય.
- ત્રીજી વાત વિચારીએ. 'મન્હ જિણાણં' સજ્ઝાયમાં શ્રાવકનું કર્તવ્ય 'પુત્થય લિહણં' – 'પુસ્તકનું લેખન' બતાવ્યું છે. તેનો શબ્દાર્થ કરીએ તો અર્થ એવો થાય કે 'લેખન' જ કર્તવ્ય છે, છાપકામ વગેરે નહીં... પણ એ તો પેલા કાગડા જેવું થયું.

  વાસ્તવમાં 'પુત્થય લિહણં' કર્તવ્ય બતાવવા પાછળ તાત્પર્ય શું છે ? શ્રાવક, જ્ઞાન–જ્ઞાનના ઉપકરણો પ્રત્યે ભક્તિવાળો થાય; જ્ઞાનનો પ્રસાર થાય, યોગ્ય અભ્યાસાર્થીને સરળતાથી મળી રહે..વગેરે

  તે કાળે તે માટેનું સાધન લેખન જ હતું. વર્તમાનમાં છાપકામ (કે અન્ય તેવા સાધનો) થી આ બધા આશય વધુ સારી રીતે થઇ શકે છે. કારણકે એક સાથે ઘણી નકલો છપાય. લેખન કરતાં છપાઈ સુવાચ્ય હોય છે – ક્યાંય વાંચનમાં ભ્રમ કે સંશય ન થાય વગેરે. વળી લેખનમાં લહિયાઓ અજ્ઞાની હોવાથી ભરપૂર અશુદ્ધિઓ જોવાય છે. ત્યારે, શાસ્ત્રમાં તો 'લેખન' ની જ વાત છે, 'છપાઈ' ની નહિ; આવું કહે તો તાત્પર્ય સમજ્યા વિનાનો જડ જ કહેવાય કે બીજું કંઈ ?

  સારાંશ એ કે, શબ્દના અર્થ પકડીને જડ ન બનાય; શાસ્ત્રકારના તાત્પર્યને પકડવું જોઈએ; તો જ વાસ્તવિક પદાર્થ સમજી શકાય.

# મૈત્ર્યાદિ ભાવના

મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ – આ જ ભાવના જીવોને વિશે ભાવવાની વાત જિનશાસનમાં પ્રસિદ્ધ છે.
વાસ્તવમાં, પ્રમોદ–કરૂણા–માધ્યસ્થ એ ત્રણે, મૈત્રીના જ પ્રગટ થતા સ્વરૂપો છે, એવું સમજાય છે. તે આ રીતે ➔

**મૈત્રી = પરહિતચિંતા.**
બીજા સહુ જીવો પોતાનું હિત કરે, તેમનું હિત થાય –તેવી ઈચ્છા એ મૈત્રી છે.
અહીં **હિત**નો અર્થ – ભ્રામક વૈષયિક સુખો નહીં, પણ **તાત્ત્વિક સમતાનું સુખ** પામે – એ સમજવાનો છે. કારણકે વૈષયિક સુખો તો વિપાકકટુક હોવાથી, હિતરૂપ નથી.
એટલે કોઈના પરની મૈત્રી એટલે તેનું હિત થાય, તેવી ઈચ્છા.

હવે જ્યારે તે જીવ, સ્વયં જ પોતાનું હિત કરી રહ્યો હોય – તો આનંદ થાય – એ સ્વાભાવિક છે.
જેમ દીકરો ભણે તેવી બાપને ઈચ્છા હોય, તો સ્વયં ભણતા દીકરાને જોઈને આનંદ થાય. એ જ **પ્રમોદભાવના** છે...

કોઈ વ્યક્તિ હિતની ઉપેક્ષા કરી રહી હોય – અહિત થાય તેવી પ્રવૃત્તિ કરી રહી હોય; તો તે અહિતથી અટકે, હિતમાં પ્રવૃત્ત થાય તો સારું – એવી ઈચ્છા જાગે, અને જો તે વ્યક્તિ યોગ્ય હોય – પાત્ર હોય, આપણી પ્રેરણા–સૂચના સ્વીકારશે – તેવું લાગે, તો તેને હિતશિક્ષા આપે – એ **કરૂણાભાવના** છે.

અહિત કરી રહેલો જીવ, હજુ હિતશિક્ષાને સમજી શકે – 'પોતાનું હિત શુ છે ?' તે સમજી શકે – તેવી ભૂમિકા જ નથી, એવું લાગે; તો હિતશિક્ષા આપવા જતા ઊંધું પડે, અને કાચા ઘડામાં ભરેલા પાણીના ન્યાયે તેનાથી પણ તેનું અહિત જ થશે, તેવું જણાય, તો અંતરમાં હિત–ઈચ્છા હોવા છતાં બહારથી મૌન સેવે–ઉપેક્ષા કરે, તે **માધ્યસ્થ્ય** છે.
અહીં હકીકતમાં અંતરમાં ઉપેક્ષા ન હોય, હિતની જ ભાવના હોય; ઉપેક્ષા બાહ્ય વ્યવહારમાં નિષ્ક્રિયતારૂપ જ હોય – તેવું સમજાય છે.
ક્યારેક જીવ સુપાત્ર હોવા છતાં, પોતાનું પુણ્ય નથી – અધિકાર નથી – તેવું લાગે તો પણ બાહ્ય ઉપેક્ષા સેવાય, યોગ્ય અવસરની રાહ જોવાય – તેવું પણ સંભવે છે..

શાસ્ત્રકારોએ મૈત્રી – સર્વજીવો પર બતાવી છે.
એટલે જ્યાં પ્રમોદાદિ હોય, ત્યાં પણ મૈત્રી તો હોય જ, તે આ રીતે સંગત થઈ શકે છે.

## માધ્યસ્થ્ય ભાવના અને મધ્યસ્થ ભાવ

- **માધ્યસ્થ્ય ભાવના,** માત્ર જીવ વિષયક છે.
  તેમાં અંતરમાં મૈત્રીભાવ (હિતચિંતા) જીવંત રાખવાનો છે. પણ હિતનો ઉપદેશ આપીએ તો પણ, અપાત્રતાના કારણે વધુ અહિત જ થવાનું હોવાથી, બાહ્ય ઉપેક્ષા સેવવાની છે..
  ત્યારે તેના પ્રત્યે દ્વેષ ન પ્રગટે, તે માટે જ માધ્યસ્થ્ય બતાવેલું છે. એટલે દ્વેષાભાવ રૂપ છે.
- **મધ્યસ્થ ભાવ** (ઉદાસીન ભાવ) – જીવ–જડ ઉભય વિષયક છે. તે સમત્વભાવ રૂપ છે. રાગ–દ્વેષ ઉભયના અભાવરૂપ છે. બહાર કોઈપણ ઘટના બને, ચાહે વસ્તુવિષયક કે વ્યક્તિવિષયક, તેની અંતરના સ્તર પર કોઈ અસર જ ન થાય; માત્ર સાક્ષીભાવે (જ્ઞાતા–દ્દષ્ટાભાવે) તેનું જ્ઞાન થાય. તે ઉદાસીનભાવ છે.
  તે વીતરાગને જ વાસ્તવિક હોય.
  ઉપચારથી અસંગ–અનુષ્ઠાન, સામર્થ્ય યોગ કે નિરાલંબન યોગના સ્વામી એવા વિશિષ્ટ અપ્રમત્ત સાધકોને હોય.
- બંનેમાં **વૈજાત્ય** છે – તે સ્પષ્ટ છે.
  માધ્યસ્થ્ય ભાવનાનો પ્રકર્ષ જ મધ્યસ્થ ભાવ છે – તેવું કહી શકાય નહીં.

## માર્ગાનુસારિતા / સમ્યગ્દર્શન

- 'વીતરાગત્વ એ જ દેવત્વ છે.' આવું મંઝિલનું જ્ઞાન થાય, એટલે માર્ગાનુસારીપણું(માર્ગાભિમુખપણું) આવે.
- સાચા વીતરાગ કોણ છે ? વીતરાગ થવા માટેનો સાચો માર્ગ કયો છે ? તેના જ્ઞાતા – સાધકો કોણ છે ? તેનું માર્ગદર્શન કોની પાસે લેવું ? તેનું જ્ઞાન આવે એટલે સમ્યગ્દર્શન થાય. (દેવ–ગુરુ–ધર્મ પરની શ્રદ્ધા)
- 'અનુભવ' નામના પદાર્થનો, નિષેધ કરી શકાય નહીં. જ્ઞાનસારમાં અનુભવાષ્ટક છે.
  તે અનુભવ – સામર્થ્યયોગમાં થતા પ્રતિભજ્ઞાનને જણાવે છે.
  તે તર્કાતીત છે, શબ્દને અગોચર છે.
- તેની પૂર્વેની અવસ્થાઓમાં 'અનુભવ' શબ્દ, તત્ત્વસંવેદન જ્ઞાન કે ભાવનાજ્ઞાનને જણાવી શકે. પણ તે શબ્દ–અગોચર કે તર્કાતીત નથી.
- જેમ, 'પાણીમાં જીવ છે' એ માહિતી હોવા છતાં, પાણીમાં પગ મૂકતાં અરેરાટી નથી થતી – એટલે તે જ્ઞાન સંવેદન રૂપ નથી. (કીડી પર પગ મૂકતા અરેરાટી થાય છે.)

તેમ ' વીતરાગ જ દેવ...' વગેરે માહિતી રૂપે રહે, તે દ્રવ્યસમ્યકત્વ છે. તે જ જ્ઞાન સંવદેન રૂપ બને, તે ભાવસમ્યક્ત્વ છે. કો'ક સ્થળે સમ્યક્ત્વ = અનુભવ જણાવ્યું હોય, તો તેની સંગતિ આ રીતે કરી શકાય. (જો કે તેવો પાઠ મને જોવા મળ્યો નથી.) બાકી આત્મસાક્ષાત્કાર રૂપ સ્વાનુભવને સમ્યક્ત્વ કહેવામાં કોઇ પ્રમાણ જણાતું નથી.

- વસ્તુતઃ તો સ્વ=શુદ્ધ આત્મા એવો અર્થ કરાય, તો તે વિદ્યમાન જ નથી, કારણકે આપણો આત્મા અશુદ્ધ જ છે, એટલે શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર (અનુભવ) શક્ય જ નથી.

  અને જો અનુભૂતિનો અર્થ – તત્ત્વસંવેદન જ્ઞાન જ કરવાનો હોય તો, 'આત્મા શુદ્ધ છે – રાગાદિથી રહિત છે' આવી માહિતી જ્યારે તત્ત્વસંવેદન રૂપ બને, તેને સ્વાનુભૂતિ કહેવાયેલી થઈ. અને તે તો માર્ગાભિમુખ જીવને ન માનવા માટે કોઇ પ્રમાણ નથી. કારણકે જે મંઝિલને (તત્ત્વસંવેદન રૂપે) જણાતો નથી. તે માર્ગને અભિમુખ શી રીતે થઈ શકે ?
- માર્ગાનુસારી જીવને સ્વ–ઈષ્ટ દેવમાં વીતરાગત્વ દેખાય છે. તેનું જ્ઞાન અમુક અંશમાં યથાર્થ છે. (વીતરાગત્વ એ જ દેવત્વ એવું માને છે) પણ અમુક અંશમાં ભ્રમ છે.

  જે વીતરાગ નથી, તેનામાં વીતરાગત્વ દેખાય છે. જ્યારે તે ભ્રમ ઓગળે, વાસ્તવિક વીતરાગમાં વીતરાગત્વ સમજાય - સંવેદાય, ત્યારે સમ્યક્ત્વ આવે છે.
- માષતુષાદિ અઢળક દૃષ્ટાંતોમાં જે વર્ણન મળે છે, તે પરથી તે બધાને ક્ષપકશ્રેણી પૂર્વે તર્કાતીત કે શબ્દ–અગોચર એવો અનુભવ થયો હોય – તેવી કલ્પના નિરાધાર છે. તે બધાને મિથ્યાત્વી તો માની શકાય તેમ નથી જ..

  વળી એ બધા દૃષ્ટાંતો પરથી એટલું તો નિશ્ચિત છે જ કે, એ બધા જીવોએ કહેવાતા 'અનુભવ' માટે કોઈ જ પુરુષાર્થ કર્યો નથી.. સમર્પણ–વૈરાગ્ય સહિત, દોષનાશના લક્ષ્યથી આજ્ઞાપાલન કર્યું છે – તેનાથી તેમના આત્માનું હિત થઈ ગયું છે.

  એટલે માર્ગ શું છે ? એ તો બહુ સ્પષ્ટપણે સૂચિત થઈ જાય છે.

---

## સમ્યગ્દર્શન અને આત્મ સાક્ષાત્કાર

કેટલાક અર્વાચીન લેખકો– ઉપદેશકો આત્મ– સાક્ષાત્કાર / શરીર– આત્માનું ભેદજ્ઞાન / ' અનુભવ' એ સમ્યગ્દર્શન છે, એવું પ્રરૂપે છે. એ વિશે કેટલીક વિચારણા પ્રસ્તુત છે.

**આગમ**

1. શ્રુતકેવલિ ભદ્રબાહુ સ્વામી રચિત આવશ્યક નિર્યુક્તિ ગ્રંથમાં સમ્યક્ત્વની પ્રાપ્તિનો

ક્રમ વિસ્તારથી વર્ણવ્યો છે. ત્યાં, સમ્યક્ત્વની પ્રાપ્તિ સમયે જીવને અપૂર્વ આનંદની અનુભૂતિ બતાવી છે... આત્મ–સાક્ષાત્કાર બતાવ્યો નથી. આટલું વિસ્તૃત વર્ણન કરનાર ચૌદ પૂર્વધર મહાપુરૂષ, સમ્યક્ત્વના આવા સ્વરૂપને જ બતાવવાનું ભૂલી જાય, એ માની ન શકાય....

તેમના દ્વારા તેવું નથી બતાવાયું; તે જ સમ્યક્ત્વનું સ્વરૂપ તેવું નથી; તે માનવા માટે પર્યાપ્ત–બળવાન્ પ્રમાણ છે. એ ગ્રંથ ઉપર ભાષ્ય–ચૂર્ણિ–વૃત્તિ પણ રચાયેલી છે. કોઈપણ ગ્રંથમાં આત્મ સાક્ષાત્કારની વાત નથી...

2. અનેક પ્રાચીન વિદ્વાનો દ્વારા સમ્યક્ત્વનું લક્ષણ કરાયું છે.
   - તત્ત્વ–અર્થ પરની શ્રદ્ધા (તત્ત્વાર્થ સૂત્ર – પૂર્વધર ઉમાસ્વાતિ)
   - મોક્ષાનુકૂળ પરિણામ (પંચસંગ્રહ – ચંદ્ર મહર્ષિ)
   - સુદેવ–ગુરૂ–ધર્મ પરની શ્રદ્ધા (યોગશાસ્ત્ર – કલિકાલ સર્વજ્ઞ)
   - જિનવચન પર શ્રદ્ધા (આચારાંગ સૂત્ર)

   કોઈપણ પૂર્વ મહાપુરૂષે સમ્યક્ત્વ = આત્મ–સાક્ષાત્કાર એમ કહ્યું નથી.
3. સમ્યક્ત્વ ઉપર જ અનેક ગ્રંથો (સમ્યક્ત્વ સપ્તતિ વગેરે) રચાયા છે. અનેક ગ્રંથો (યોગશાસ્ત્ર વગેરે) માં સમ્યક્ત્વનું વિસ્તારથી નિરૂપણ છે. કોઈપણ ગ્રંથમાં આત્મ–સાક્ષાત્કારની વાત જોવાઈ નથી...
4. સમક્ત્વની પ્રાપ્તિ/શુદ્ધિ/સ્થિરતા/નિર્મળતાના ઉપાય રૂપે ક્યાંય આત્માનું ધ્યાન ધરવાનું જણાવ્યું નથી... આત્માનું ધ્યાન ન ધરવું, એ ક્યાંય સમ્યકત્વના અતિચાર રૂપે બતાવ્યો નથી...
5. અનેક ચરિત્રગ્રંથો (શ્રી ઋષભદેવ ભ., શ્રી વીરપ્રભુ વગેરે) માં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ – સુપાત્રદાન, જિનદર્શન – પૂજા, જિનવાણી – શ્રવણ વગેરેથી બતાવી છે. આત્માનું ધ્યાન કરવાથી – આત્મસાક્ષાત્કાર થવાથી સમ્યગ્દર્શન થયું – આવી વાત કોઈ ચરિત્રગ્રંથમાં પણ જોઈ નથી.

આમ, આત્મ સાક્ષાત્કારની વાત પ્રાચીન નથી. એ નિશ્ચિત છે.

## તર્ક

1. જ્ઞાનના અનેક પ્રકારોમાં એક પ્રકાર પ્રત્યક્ષ છે. ઈન્દ્રિય – મનથી થતાં જ્ઞાન... પ્રત્યક્ષને જ સાક્ષાત્કાર કહેવાય છે. બીજી રીતે જોઈએ તો સમ્યક્ત્વની પ્રાપ્તિ વખતે અવધિ–મનઃ પર્યવ કે કેવળજ્ઞાન તો હોતા નથી... મતિ–શ્રુત બે જ્ઞાન હોય છે... શ્રુતજ્ઞાન તો પ્રત્યક્ષ – સાક્ષાત્કાર રૂપે પ્રસિદ્ધ નથી... એટલે પ્રસ્તુત સાક્ષાત્કાર મતિજ્ઞાન રૂપ થાય... મતિજ્ઞાનના ૫ ઈન્દ્રિય–મન એમ ૬ પ્રકાર છે. ઈન્દ્રિયનો વિષય તો રૂપી પદાર્થો જ હોવાથી, આત્મપ્રત્યક્ષ ઈન્દ્રિયથી થઈ શકે નહીં... માનસ–

પ્રત્યક્ષનો જ વિષય આત્મા બને... અને આત્માનું તેવું પ્રત્યક્ષ તો સહુને છે. ' अहं' એવા પ્રત્યયનો વિષય આત્મા છે. તેવું બૌદ્ધ- નૈયાયિક વગેરે સહુ માને છે.

જો આત્માના પ્રત્યક્ષને જ સમ્યક્ત્વ માનવાનું હોય, તો તે બધા મિથ્યાદર્શનીઓને પણ સમકિતી માનવા પડશે !

2. સમ્યક્ત્વનો ઉત્કૃષ્ટ કાળ સાધિક ૬૬ સાગરોપમ છે.

કોઈપણ પ્રત્યક્ષ તો અંતર્મુહૂર્તથી વધુ સમય માટે થતું નથી.... તો પ્રત્યક્ષને સમ્યક્ત્વ શી રીતે મનાય ?

(મતિજ્ઞાનનો ઉત્કૃષ્ટ કાળ ૬૬ સાગરોપમ છે, પણ તે લબ્ધિથી છે. ઉપયોગથી તો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્ત છે. પ્રત્યક્ષ ઉપયોગરૂપ છે.)

જો એકવાર સાક્ષાત્કાર થયો તેથી સમ્યક્ત્વ આવી ગયું; પછી ઉપયોગ ન હોવા છતાં સમ્યક્ત્વ રહે, તેમ માનીએ; તો કદી કોઈનું સમ્યક્ત્વથી પતન જ નહીં થાય... !

3. શરીર – આત્માનું ભેદજ્ઞાન તો અભવ્યને પણ હોય છે. તેથી જ પરલોકમાં સદ્ગતિ માટે ધર્મ કરે છે. તેને સમ્યક્ત્વ શી રીતે માની શકાય ?

શરીરથી ભિન્ન એવા આત્માના પ્રત્યક્ષને સમ્યક્ત્વ કહો, તો તેનું ખંડન ઉપર કરાઈ ગયું છે.

4. સમ્યક્ત્વી આત્માને નિત્યાનિત્ય જાણે/માને છે.... આત્માની નિત્યાનિત્યતા પ્રત્યક્ષ થઈ શકતી નથી; કારણકે પ્રત્યક્ષ માત્ર વર્તમાન ક્ષણનું થાય અને નિત્યતા કે અનિત્યતાનું જ્ઞાન, પૂર્વક્ષણના અનુસંધાન વિના થઈ શકે નહીં...

જો માત્ર આત્મસાક્ષાત્કાર (કે ભેદજ્ઞાન) ને સમ્યક્ત્વ માનીએ, તો આત્માને એકાંત નિત્ય કે અનિત્ય માનનારને પણ સમ્યક્ત્વ માનવાની આપત્તિ આવશે, કારણકે નિત્યાનિત્યતા એ તેવા સમ્યક્ત્વનો વિષય જ નથી....

5. જૈન મતે જ્ઞાન સ્વસંવિદિત હોવાથી, સાક્ષાત્કાર કરનારને, "મને સાક્ષાત્કાર થયો" તેવું જ્ઞાન થાય જ... સમ્યક્ત્વની પ્રાપ્તિ કરનાર કોઈ જીવને તેવું જ્ઞાન થયું હોય – તેવું વર્ણન કોઈ શાસ્ત્રોમાં જોયું નથી.

એટલું જ નહીં, વર્તમાનમાં પ્રરૂપણા- આચરણા- પરિણતિ દ્વારા જેમનામાં સમ્યક્ત્વ હોવાનું અનુમાન થાય છે, તેવા કોઈ મહાપુરૂષે 'મને સાક્ષાત્કાર થયો છે' તેવી વાત કદી કરી નથી...

આટલા વિશાળ જૈન સંઘમાં કોઈ સમકિતી નથી – તેવું માનવું તે તો મહામોહ સિવાય બીજું શું માની શકાય ?

6. સમયક્ત્વી અને મિથ્યાત્વી વચ્ચે ભેદ મોહનીયના ક્ષયોપશમથી પડે છે, જ્ઞાનાવરણના ક્ષયોપશમથી નહીં. એટલે, જ્ઞાન તો મિથ્યાત્વી અને સમકિતીને સરખું

હોઈ શકે છે. એટલે જ્ઞાનના આધારે સમકિતી–મિથ્યાત્વીનો ભેદ પડી શકે નહીં. મોહનીયના ક્ષયોપશમથી સમકિતીને તત્ત્વની રૂચિ થાય છે, અનુભવ નહીં.

એટલે એ નિશ્ચિત છે કે,

- દેવ– ગુરૂ– ધર્મ (તત્ત્વ) પરની શ્રદ્ધા– રૂચિ એ જ સમ્યગ્દર્શન છે....
- એ તત્ત્વમાં, આત્મા સ્વરૂપથી શુદ્ધ = રાગ– દ્વેષથી રહિત છે, એ તત્ત્વ પણ સમાવિષ્ટ છે. એનો હાર્દિક સ્વીકાર, શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ (=રાગ – દ્વેષનો નાશ) નું લક્ષ્ય, તેના શુદ્ધ માર્ગ (=જ્ઞાન – ક્રિયા) ની રૂચિ એ પણ સમ્યક્ત્વના અંગો છે.. પણ આત્માનો / શુદ્ધ સ્વરૂપનો / શરીરથી ભેદનો સાક્ષાત્કાર એ સમ્યક્ત્વનું અંગ નથી... નિઃશંક્તિત્વ વગેરે દર્શનાચારના પાલન, દેવ–ગુરૂ ભક્તિ, જિનવાણી શ્રવણ વગેરેથી સમ્યક્ત્વની પ્રાપ્તિ, શુદ્ધિ, સ્થિરતા થાય છે... આત્મ– ધ્યાન આવશ્યક નથી... અલબત્ત, આત્મધ્યાન પણ આરાધનાનો એક પ્રકાર છે; પણ અનિવાર્ય નથી...

એટલે આરાધક વર્ગને મિથ્યા પ્રરૂપણાથી ભ્રમિત થઈને આરાધના છોડીને મિથ્યા ધ્યાનમાં ફસાઈ ન જવા ભલામણ છે... ક્રિયારૂપ આરાધના સાથે રાગ–દ્વેષના નાશના લક્ષ્યરૂપ નિશ્ચય ભેળવવાથી જ મોક્ષમાર્ગ બને છે....

**પ્રશ્ન** : જ્ઞાનસારમાં અનુભવાષ્ટકમાં 'અનુભવ' બતાવ્યો છે, તેનું શું ?

**ઉત્તર** : તે અનુભવ – ક્ષપકશ્રેણિમાં જ થતા પ્રાતિભજ્ઞાનરૂપ છે. તેને સમ્યક્ત્વ સાથે સંબંધ નથી...

**પ્રશ્ન** :મહોપાધ્યાય યશોવિજયજી મ.એ પોતાને 'અનુભવ' થયો છે, તેવું જણાવ્યું છે, તેનું શું ?

**ઉત્તર** : તે અનુભવ – સંવેદનાજ્ઞાનરૂપ છે. (જુઓ ષોડશકમાં – જ્ઞાનના પ્રકારો – વિષયપ્રતિભાસ/આત્મપરિણતિમત્/તત્ત્વસંવેદન) અથવા ભાવનાજ્ઞાન રૂપ છે...

**એક સ્પષ્ટતા:–**

એક મહાત્મા મળેલા. વડીલ હતા. ખૂબ આરાધક – ત્યાગી – તપસ્વી સાથે પ્રભુભક્તિ, વૈયાવચ્ચ, વિનય, સહાયતા, સેવા, સમર્પણ વગેરે બધા ગુણો જોવા મળ્યા.... ક્ષયોપશમની મંદતાના કારણે વિશેષ અભ્યાસ / જ્ઞાન નહીં... તેઓએ મને કહ્યું – 'મારામાં સમ્યક્ત્વ નથી, કારણકે મને ભેદજ્ઞાન નથી થયું...' ત્યારે મને આંચકો લાગ્યો....

'મારામાં સમ્યક્ત્વ છે' એવું તો હું પણ કહી શકતો નથી – કદાચ કોઈ કહી શકે નહીં... પણ ન હોવાની ખાતરી હોવા માટે જે કારણ આપ્યું, તેનાથી આઘાત લાગ્યો.. આવા

ગુણવાન્ મહાત્મા – આ ભ્રમમાં ક્યાં ફસાઈ ગયા ? અને તેનાથી આ લેખ લખવાની પ્રેરણા મળી...

# પૂ.પં. શ્રી ભવ્યસુંદરવિ. મ.સા. લિખિત / સંપાદિત

## શ્રમણોપયોગી સાહિત્ય

1. **શ્રુત–રત્ન–નિધિ ભાગ – ૧ થી ૧૦**
   (૧૦૮ ગાથાના ૧ એવા ૨૮ ગ્રંથોમાં, ૬૫ ગ્રંથોમાંથી પસંદ કરેલી ગોખવા યોગ્ય ૩૦૦૦ ગાથાઓના સંગ્રહ)

2. **દશ વૈકાલિક સૂત્ર સાર્થ ભાગ ૧–૨**
   (પસંદ કરેલી ગાથા – અન્ય ગાથા – અર્થ; એમ ત્રણ જુદા રંગમાં પ્રકાશિત)

3. **કર્મગ્રંથ ૧ થી ૪ – પદાર્થ સંગ્રહ**
   (૧ મહિનામાં સરળતાથી થઇ શકે તે રીતે, માત્ર ૧૦૪ પાનાંમાં)

4. **વ્યાપ્તિ પંચક – માથુરી – ગુજરાતી વિવેચન**
   (અન્યત્ર અનુપલબ્ધ એવી – આપત્તિના સ્થળ શી રીતે શોધી શકાય? તેનું નિવારણ શી રીતે ગોતી શકાય ? તેની વિચારણા)

5. **વ્યુત્પત્તિવાદ – દ્વિતીયા કારક – પ્રથમ ખંડ – વિવેચન**

6. **અનુપ્રેક્ષા ઉપવન ભાગ ૧–૨**
   (વિવિધ શાસ્ત્રપંક્તિઓ પર વિશિષ્ટ વિચારણાઓ)

7. **સંયમ સંવેદના ભાગ ૧–૨**
   (સંયમની વિશુદ્ધિ, પરિણતિની નિર્મળતામાં અત્યંત ઉપયોગી લેખો)

8. **સંયમ–સંજીવની : સ્વાધ્યાય**
   (શ્રમણોને અભ્યાસોપયોગી માર્ગદર્શન)